

# દ્રવ્યસંગ્રહ.

( શ્રીમન્નેમિચન્દ્રાચાર્ય સિદ્ધાન્ત ચક્રવર્તી કૃત )




ગુજરાતી ભાષાંતર કરનાર

કોઠારી મણીલાલ ચુનીલાલ સાણોદા.

સંશોધક

પંડિત છોટાલાલ નાથુરામ પરવાર.



પ્રકાશક

કોઠારી રેવચંદ પદમસી સાણોદા.





શ્રી વીરાબ્દ ૨૪૫૬ શ્રુતપંચમી

પ્રથમાવૃત્તિ ૧૦૦૦.      મૂલ્ય સ્વાધ્યાય.

# ઉપવાસ.

(૧) આપણે આત્માથી પાંચે ઇન્દ્રિયોના વિષયો ઉપરથી રાગ ઘટાડવો અને ક્રોધાદિ ૨૫ કષાયોને મટાડવા તેજ ખરો ઉપવાસ.

સામાયિક સ્વાધ્યાય જીન પૂજનાદિ ધર્મ ધ્યાનમા સાવધાન રહીને સમય ગાળવો જોઇએ. ત્યારેજ ઉપવાસનું ફળ મળે છે. કેમકે ઉપવાસ એક તપ છે, અને તપ તો ઇચ્છાઓના નિરોધથી થાય છે.

દીપચંદ વર્ણી.

# પ્રસ્તાવના.

મ્હારા સુજ્ઞ બંધુઓ! આપણા ગુજરાત પ્રાંતના દિગમ્બર જૈન સમાજમાં કેટલાક કાળથી ધર્મશાસ્ત્રોના જ્ઞાનનો તદ્દન અભાવ થઈ ગયેલો હતો, તેનું મુખ્ય કારણ આ છે, કે આપણા ભટ્ટારક નામ ધરાવતા પરિગ્રહી અને વિષયી ધર્મગુરૂઓનું "રોમના પોપો" ની પેઠે સામ્રાજ્ય થઇ ગયેલું હતું, તેઓ પોતાના વિષયકષાયોનું પોષણ કરવાની ખાતર આખી સમાજને ધર્મજ્ઞાનથી શૂન્યજ રાખતા હતા. તેમના મ્હોડેથી નિકળેલાં ખરાં ખોટાં વચનો તેજ ધર્મશાસ્ત્રનો ઉપદેશ કહેવાતો અને તેમની આગતા સ્વાગતા કરી ભાવના ભેટ આપવી તેજ ધર્મ કહેવાતો હતો, આ કારણથી અહીં સુધી અંધારૂં થયું કે, સાધારણ શ્રાવકોની આચાર વિચારની ક્રિયા જેવી કે જિનેન્દ્રનું અષ્ટ દ્રવ્યોથી પૂજન કરવું એ પણ જાણી શકયા નહીં, ભગવાનને સમર્પણ (ચઢાવેલા) દ્રવ્ય, નારિયળ, સોપારી, બદામ વિગેરે પણ વેચવા લાગ્યા ઇત્યાદિ.

જ્યારે મુંબઇમાં દિગમ્બર જૈન પ્રાંતિક સભાની સ્થાપના થઈ, ત્યારે ગુજરાત પ્રાંતમાં પણ ઉપદેશક ફેરવવામાં આવ્યા, તે ધર્મોપદેશકોમાંથી હું પણ એક વ્યક્તિ છું. મને તે સમયે આ પ્રાંતમાં સુધારો કરવા સૌથી મુખ્ય એકજ ઉપાય સૂઝયો તે "**શાસ્ત્ર સ્વાધ્યાય**" કેમકે શાસ્ત્રજ્ઞાન સિવાય ખરો અને સ્થિરરૂપે સુધાર થઇ શકેજ નહિ.

પણ આ વાતમાં મોટામાં મોટી અડચણ એ ઉપસ્થિત થઇ કે અમારા બધા ધર્મગ્રંથો સંસ્કૃત અને પ્રાકૃત ભાષાઓમાં આચાર્યોએ લખેલા અને તેના ઉપર જે ટીકા ભાષામાં થઇ તે પણ ઢુંઢારી (હિન્દી) ભાષામાં થઈ, એટલે અમારા ભાઇ બહેનો પ્રથમ તો તેને વાંચી શકે નહિ, અને કદાચીત્ વાંચે તો સમજી ના શકે, હું

પણ એક હિન્દી ભાષા જાણનાર અને મ્હારા પહેલાં જે ઉપદેશકો આવ્યા તે પણ હિન્દી ભાષા બોલનાર એટલે સમજાવવામાં પણ બહુ અગવડ પડતી હતી, પરંતુ પરિશ્રમનું ફળ અવશ્ય મળે છે. આ સિદ્ધાંત ઉપર કાર્ય તો ચાલુ રહ્યું, તેના પરીણામે આજે અમારા ઘણા ભાઇ બ્હેનો, આ પ્રાંતમાં બહુ સંખ્યામાં સ્વાધ્યાય કરવા લાગ્યાં અને તેના લીધે ઘણે ભાગે આચાર વિચાર સમ્બન્ધી સુધારો થયાં છે. તે ખુશીની વાત છે, આટલુંજ નહિ પણ કેટલાક જૈન ગ્રંથોના મૂળ શ્લોકોનો ગુજરાતી અનુવાદ પણ પ્રગટ થયો છે. જેવાકે રત્નકરંડ શ્રાવકાચાર, તત્ત્વાર્થાધિગમસૂત્ર વિગેરે, તે સિવાય ધર્મપરિક્ષા વિગેરે: કેટલાક અનન્ય કથાગ્રંથોનો પણ ગુજરાતી અનુવાદ પ્રગટ થયો છે, તે પણ ખુશી થવા જેવું છે, પણ એટલા માત્રથી આપણે સંતોષ કરીને બેસવાનુ નથી, હજુ ઘણા ગ્રંથો છે કે જેના અનુવાદ કરવાની ખાસ જરૂર છે.

યદ્યપિ ગુજરાત કોઇ અંશમાં જાગૃત થઇ છે ખરી, પરંતુ તત્ત્વજ્ઞાનનો તો તદ્દન અભાવજ છે એમ કહીએ તો ચાલે, આ મોટી ખામી જોઇને મ્હારા ધર્મબન્ધુ મણીલાલ ચુનીલાલ કોઠારી સાણોદા નીવાસીએ શ્રીમદ્ પૂજ્યશ્રી ૧૦૮ નેમિચન્દ્ર આચાર્ય સિદ્ધાંતચક્રવર્તીકૃત દ્રવ્યસંગ્રહનું ગુજરાતી ભાષાંતર કરીને તેમના પિતામહના ન્યાયોપાર્જીત દ્રવ્યમાંથી છપાવીને, પ્રગટ કર્યું છે, આ કામમાં એમને પંડિત છોટાલાલ પરવાર નરસિંહપુર (C. P.)નિવાસીએ મદદ કરી છે, તેથી આ બન્ને સજ્જનો ધન્યવાદને પાત્ર છે, અને જે ભાઈ બ્હેનો આ ગ્રન્થ વાંચીને સદુપયોગ કરશે એટલે તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરશે તેઓ પણ ધન્યવાદને પ્રાપ્ત થશે, અને તેમના આત્માનું હિત થશે.

આ ગ્રન્થ આચાર્યશ્રીએ માલવા પ્રાંતાંતર્ગત આશ્રમ નગરીના શ્રી મુનિ સુવ્રતનાથના ચૈત્યાલયમાં સ્થિત થઇને ધારાનગરાધીશ શ્રીપાળમંડળેશ્વર નૃપતિના રાજ્યકાળમાં, સંસાર દુઃખોથી ભયભીત,

સ્વાધીન અવિનાશી (મોક્ષ) સુખોના અભિલાષી જીવોને સ્વાત્માનુભવથી ઉત્પન્ન સુખોની પ્રાપ્તિ થવાને માટે પ્રથમ ૨૬ ગાથાઓમાં લઘુદ્રવ્યસંગ્રહ રચ્યો હતો, પશ્ચાત્ વિશેષ તત્ત્વજ્ઞાનના ખુલાસા માટે બૃહદ્દ્રવ્યસંગ્રહ સંપૂર્ણ ૫૮ ગાથાઓમાં રચ્યો, તેની ટીકા સંસ્કૃત ભાષામાં શ્રીબ્રહ્મદેવ-સૂરીએ કીધી, તે ઉપરથી ભાષા ટીકા જયપુર નિવાસી જવાહરલાલ શાસ્ત્રીએ કીધી, અને એક મોટી ભૂમિકા સાથે અંગ્રેજી ભાષા ટીકા સારસ્વત પંડિત શરચ્ચન્દ્ર ઘોષલ M. A. B. L. વિદ્યાભૂષણ ભારતે વિશેષ ખુલાસા કરીને કીધી છે, તે પણ પ્રગટ થઇ ચુકી છે, તે સિવાય પંડિત સૂરજભાન વકીલે પણ સારી રીતે ખુલાસાવાર લખીને હિન્દીમાં પ્રગટ કરી છે, અને મૂળ ગાથાઓ સંસ્કૃત છાયા, શબ્દાન્વય અને હિંદી અર્થ સાથે અનેકવાર નાની બે એડીશનોમાં ભિન્ન બે સ્થળેથી પ્રગટ થઇ ચુકી છે. મરાઠી ભાષામાં પણ અનુવાદ સહિત પ્રગટ થઇ ચુકી છે. મૂળ ગાથાઓ પર ભાષાકવિતા પણ પંડિત બનારસીદાસ કવિસમ્રાટ લખી ગયા હતા તે પ્રગટ થઇ ગઇ છે. આ ઉપરથી આ ગ્રન્થની ઉપયોગીતા આપણને જણાઈ આવે છે.

ત્યારે આવા ઉપયોગી ગ્રન્થ ગુજરાતી ભાષામાં ન થાય એ એક મોટી ખામી અને ગેરલાભની વાત હતી, તેજ ખામીને લેખક મહાશયે પૂરી કીધી છે, તેથી તેમને ધન્યવાદ ઘટે છે.

શ્રી ૧૦૮ નેમિચંદ્રાચાર્ય સિ૦ ચ૦ એ, ગોમટ્ટસાર લબ્ધિસાર ક્ષપણસાર ત્રિલોકસારાદિ અનેક સિદ્ધાંતગ્રન્થોની રચના કરીને સંસારી જીવોને મોટામાં મોટો ઉપકાર કર્યો છે, તે શ્રીનેમીચંદ્રાચાર્યને અમારા પુનઃ પુનઃ નમસ્કાર થાઓ.

છેવટે વાચકવૃન્દોને એનો સારો લાભ લેવાની સૂચના કરીને વિરમુ છું. ૐશાંતિઃ

શ્રી વિરાબ્દ ૨૪૫૬ }
જ્યેષ્ઠ સુદી ૫ }

શ્રી જિનચરણાનુરાગી
(ધર્મરત્ન પંડિત) દીપચન્દવર્ણી.
અધિષ્ટાતા ત્ર. બ્ર. આ, ચૌરાસી: મથુરા.

# આજની જરૂરીયાતો.

(૧) કુરીતિયોન્મટાડવી (૨) ખર્ચો ઘટાડવો (૩) ખાદી પહેરવી (૪) સાદાઇથી રહેવું (૫) સત્યના પૂજારી થઇ દેશ હિતનાં માટે, અહિંસાધર્મના પ્રચાર માટે, જીવોના ઉપર કરૂણા કરીને દેશનેતાઓને સાથ દેવો. (૬) સાદો, હિતકારી, ભૂખના પ્રમાણમાં, આપણા દેશમાં ઉત્પન્ન થએલો શુદ્ધ ખોરાક ખાવો. (૭) ચા, કોફી, સીગરેટ, બીડી, સોડાવોટર, લેમન, ઇંગ્રેજી દવાઓ, વિગેરે કેફી ચીજો, તથા પરદેશી કાપડ વિગેરે વિદેશી વસ્તુઓનો ત્યાગ કરવો, (૮) પોતપોતાના ધર્મ-પર દ્રઢ રહીને અન્યધર્મી ભાઇઓના પ્રત્યે પ્રેમભાવથી વર્તવું. (૯) ધર્મના નામે પૂજાતા ભેષી, ઢોંગી, વિષયી પરિગ્રહિ, લોભી ગુરૂઓનો બહિષ્કાર કરીને, આગમના પ્રમાણે ચાલનારા શ્રદ્ધાળુ જ્ઞાનિ અને ચારિત્રવાન મહાત્માઓને ગુરૂ બનાવવા. (૧૧) પુત્રોની સમાન પુત્રી-ઓને શિક્ષણ આપવું. (૧૨) લખવા વાંચવા ઉપરાંત સત્ય, સદાચાર, બ્રહ્મચર્ય, અહિંસા આદિ ધર્મશિક્ષા આપવા વધારે લક્ષ્ય રાખવું. (૧૩) રેંટીયા આદિ ઉદ્યોગીક શિક્ષણનો પ્રચાર કરવો. (૧૪) શારી-રિક બળની રક્ષા સાથે આત્મિક બળનો વિકાસ કરવા લક્ષ રાખવું. (૧૫) જીવમાત્રમાં મિત્રભાવ, ગુણીજનોમાં આદરભાવ, દીન દુઃખી જીવોમાં કરૂણા અને વિપરીત આચાર વિચારવાળાથી ઉપેક્ષા (અસ-હકાર) કરવો.

દીપચંદ વર્ણી.



રા. રા. સ્વર્ગસ્થ શ્રી કોઠારી પદમશી ફતેચંદ

( સાંગાદા )

ॐ

# અર્પણ.

પ્રાતઃસ્મરણીય સદ્ગત પરમપૂજ્ય દાદાશ્રી,

આપે આપની ૧૧ વરસની ઉમરે આપના પિતાશ્રી નેચંદના સ્વર્ગવાસથી ગરીબ અવસ્થામાં આવી પડેલા સંસારના ભારને જે સંભાળ, ધીરજ ને ખંતથી ઉપાડી લીધો તથા કુટુંબનું ગાડું જે મુશ્કેલીઓને વિઘ્નોમાંથી પાર કરી આર્થીક સ્થિતિ સુધારી કું. વૃદ્ધિ-ગત થઇ સમાજમાં જે માન આબરૂ મેળવ્યાં, તથા ન્યાયોપાર્જીત દ્રવ્યનો શુભ કાર્યોમાં ઉપયોગ કરી પૂણ્યોપાર્જન કર્યું. તથા સગાં સંબંધી તથા ઇતર જનોને માર્ગદર્શક થયા-એ સર્વે બાબતો જ્યારે દષ્ટિપથ થાય છે ત્યારે હૈયું નમ્રીભૂત થઇ આપ પૂણ્યાત્માના ચરણોમાં સ્વાભાવિક ઢળી પડે છે.

તમારી ધર્મશ્રદ્ધા, તમારામાં રહેલો દીન દુઃખી પ્રત્યેનો દયાભાવ, સ્વાર્થના ભોગે પણ બીજાઓનું કલ્યાણ કરવાની તમારી વૃત્તિ, તમારૂં આદર્શ ચારિત્ર અને મારા તરફનો તમારો અત્યન્ત સ્નેહભાવ-આ તમારા અનેક ગુણોનું નિરંતર સ્મરણ રહ્યાં કરે તેની એક નાનીશી યાદગીરી તરીકે

**દ્રવ્ય સંગ્રહ**

નામનું જૈન તત્વોનું નિરૂપણ કરતું શ્રીમન્નેમિચંદ્રાચાર્ય સિદ્ધાન્ત ચક્રવર્તી-કૃત આ પુસ્તક ગૂજરાતીમાં તમારે ચરણે ધરતાં મારો અંતરાત્મા પ્રસન્ન થાય છે.

| | |
|---|---|
| સાણોદા શ્રુતપંચમી<br>૨૪૫૬. | લી૦<br>તમારો આજ્ઞાંકિત પૌત્ર<br>**મણિલાલ.** |

# સંપાદકના બે બોલ.

ધનની શાસ્ત્રકારોએ ત્રણ ગતિઓ કહેલી છે; દાન, ભોગ અથવા નાશ. જેઓ દાન દેતા નથી અથવા તો ઉપભોગ કરતા નથી તેઓને વાસ્તે નાશ રૂપ ત્રીજો માર્ગ ખુલ્લો છે. ન્યાયોપાર્જીત ધન આ લોક તેમજ પરલોકના હિતાર્થે થાય છે કારણ કે અહંકારરહિતપણે તેનો ઉપભોગ થાય છે તેમજ વિધિપૂર્વક તીર્થગમનાદિક કાર્ય તે ધન વડે થઈ શકે છે.

આ લઘુકૃતિ ગૂજરાતી દિગંબર જૈનોમાં રહેલું ધર્મ સંબંધી અજ્ઞાન કંઇક અંશે દૂર કરવામાં સહાયભૂત થશે તથા જ્ઞાનપ્રચાર માટે સ્વપર હિતકારી તે એક શાસ્ત્રદાન છે એ હેતુથી તે તૈયાર કરવામાં આવી છે. અને તે કોઠારી પદમસી ફતેચંદના ન્યાયોપાર્જીત ધનની મદદથી જીવોના કલ્યાણ અર્થે સાધર્મીભાઇઓને વિના મૂલ્યે ભેટ કરવામાં આવે છે, તેનો લાભ વાંચક લેશે એવી ભાવના છે.

સર્વે જૈન તાત્ત્વીક ગ્રંથો સંસ્કૃત પ્રાકૃત કે હિંદી ભાષામાં પ્રયોજાયા છે. ગૂજરાતી દિગંબર જૈનોમાં જૈનધર્મનો એકે વિદ્વાન અભ્યાસી ન હોવાથી ગૂજરાતીમાં બેચાર અનુવાદો સિવાય એકે ગ્રંથ મળી શકતો નથી. જે કંઈ હશે તે શાસ્ત્રભંડારોમાં સડી રહ્યા છે. હાલમાં ગ્રંથો હિન્દી ભાષામાં છપાઇ બહાર પડે છે. પરંતુ ગૂજરાતના દિ. જૈનોને હિંદીમાં અભ્યાસ કરવાનું અગવડ ભર્યું લાગે છે. ગમેતેવું કઠણ નિરૂપણ સ્વ ભાષામાં ઝટ ને સારી રીતે સમજાય છે. વળી જેટલું સાહિત્ય સમાજમાં પ્રચલિત ભાષામાં હોય તેટલા પ્રમાણમાં સમાજમાં ચેતનતા યા જ્ઞાનપ્રચાર હોય છે. આ હેતુથી આ પુસ્તક લખવાની હિંમત કરી છે. આ પ્રયત્નની સફળતા સમાજ તેનો જેટલો લાભ લે તે ઉપર અવલંબે છે તે તેનું માપ ભવિષ્યજ કાઢી શકે.

આ પુસ્તક તૈયાર કરવામાં મુખ્યત્વે દ્રવ્યસંગ્રહની અંગ્રેજી આવૃત્તિ તથા શ્રીયુત સૂરજભાનુ વકીલ કૃત હિંદી ટીકા તથા બીજી હિંદી આવૃત્તિઓની મદદ લેવામાં આવી છે, તે સર્વે ગ્રંથ કર્ત્તાઓનો તથા આ પુસ્તકનું સંશોધન કરનાર મારા મિત્ર પંડિત છોટેલાલ પરવારનો તથા પુસ્તક છાપતા પહેલાં તપાસી જવા માટે શ્રીયુત ધર્મરત્ન પંડિત દીપચંદજી વર્ણીજીનો અત્યંત આભારી છું.

હું અલ્પજ્ઞાની છું. મારૂં ધર્મનું જ્ઞાન નહિ જેવું છે તેથી મારા આ પ્રયત્નમાં ભૂલો તેમજ ઉણપો રહી જવાનો સંભવ છે. તેથી વિદ્વાનવર્ગ તે ભૂલો ને ઉણપો સુધારી મારી આ લઘુ કૃતિને નિભાવી લેશે એવી પ્રાર્થના સાથે વિરમું છું ૐ શાંતિઃ

સાણોદા પો. નાંદોલ
વિ. સં: ૨૪૫૬ શ્રુતપંચમી.

લી. આપનો

**મણીલાલ ચુનીલાલ કોઠારી.**

# શુદ્ધિ પત્ર.

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૪ | મંગલાચરણુ | મંગલાચરણ |
| ,, | ૫ | णिद्दिठं | णिद्दिट्ठं. |
| ,, | ૭ | जाव | जीवं |
| ,, | ૭ | येण | येन |
| ,, | ૧૭ | देवांण | देवाण |
| ,, | ૧૮ | नरो | णरो |
| ૨ | ૧૮ | સો | सो |
| ,, | ૧૪ | ભોગવવાતોળો | ભોગવવાવાળો |
| ,, | ૧૯ | आनपाणः | आणप्राणः |
| ૩ | ૨ | જેનો | જેને |
| ,, | ૧૫ | दंसृणमथ | दंसणमभ |
| ,, | ૧૭ | પ્રાણુ | પ્રાણ |
| ૪ | ૬ | अथ | अघ |
| ૫ | ૧૭ | अबधि | अवधि |
| ૭ | ૮ | કડવો, ખાટો | કડવો, ખારો. ખાટો |
| ,, | ૧૦ | કટોર | કઠોર |
| ૮ | ૧ | કરે છે પુદ્‌ગલ | કરે છે તેથી પુદ્‌ગલ |
| ,, | ૨ | નડે છે | પડે છે |
| ,, | ૬ | ઉત્યન્ન | ઉત્પન્ન |
| ,, | ૧૮ | पुद्रबल | पुद्गल |
| ૯ | ૭ | असमुद घातात् | असमुद् घातात् |
| ,, | ૧૦–૧૪ | સમુદઘાત | સમુદ્‌ઘાત |
| ,, | ૧૭ | વિભાગી | અવિભાગી |

ૐ

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ,, | ૨૩ | મારણુન્તિક | મારણાન્તિક |
| ૧૦ | ૪ | वनस्पत्यः | वनस्पतयः |
| ,, | ૫ | पङ्खादयः | शङ्खादयः |
| ,, | ૧૯ | તે | ને |
| ૧૧ | ૯ | निर्मस्काः | निर्मनस्काः |
| ૧૨ | ૩ | પર્યાપ્ત | પર્યાપ્તિ |
| ,, | ૧૪ | सुद्धाणया | सुद्धणया |
| ૧૩ | ૨૧ | મુક્ત | યુક્ત |
| ,, | ૨૩ | કરેલો | કરેલું |
| ૧૪ | ૮ | किंच्णा | किञ्चूणा |
| ,, | ૧૦ | लोयगठिदा | लोयग्गठिदा |
| ,, | ૧૬ | मुक्का | मुक्को |
| ૧૫ | ૧ | स्थित्यिनु | स्थित्यनु |
| ,, | ૨ | उद्धवं | ऊर्द्धवं |
| ૧૭ | ૧૭ | धम्मो | धम्मो |
| ૧૯ | ૧૮ | જાણે | જાણો |
| ૨૧ | ૧ | (सो) પરિણમન આદિ | (सो) તે (परिणामा-दी लक्खो) આદિ |
| ,, | ૧ | લત્તણોથી | લક્ષણોથી |
| ,, | ૩ | (परिणामाशीलक्खो) | પરિણામન લક્ષણવાળું |
| ૨૨ | ૧૧ | जीवाजावप्यभेददो | जीवाजीवप्यभेददो |
| ૨૩ | ૨ | सति | संति |
| ,, | ૮ | ભગવાને | ભગવાન |
| ,, | ૧૮ | વાનથી | વાન નથી |
| ,, | ૨૧ | जीवे | जीवे |
| ૨૪ | ૧ | धम्मा धम्मोः | धम्मां धम्मे |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ,, | ૨ | असंखां | असंखा |
| ૨૫ | ૧૨ | પ્રદેવોથી | પ્રદેશોથી |
| ,, | ૧૩ | પ્રદેષી | પ્રદેશી |
| ,, | ૧૩ | होदि | होदि: |
| ,, | ૧૮ | એવા | ઘણા |
| ,, | ૨૪ | वट्टद्धं | वट्टद्धं |
| ,, | ૨૫ | सव्वाणुट्ठाण | सव्वाणुट्ठाण |
| ૨૬ | ૮ | પરમાણુ | પરમાણુ |
| ૨૭ | ૪ | આસ્ત્રાદિ | અ.સ્ત્રવાદિ |
| ,, | ૫ | આસ્રવ | આસ્રવ |
| ,, | ૫ | થવું | થવો |
| ,, | ૮ | આસ્રાદિ | આશ્રવાદિ |
| ,, | ૧૦ | આરત્રવ | આશ્રવ |
| ૨૮ | ૧ | જાણવોજ | જાણવો |
| ,, | ૨ | દ્રવ્યાંશ્રવ | દ્રવ્યાશ્રવ |
| ૨૯ | ૪ | ज्ञानावरणादिनां | ज्ञानावरणादिनां |
| ,, | ૧૭ | પુલ્લદાન | ફલદાન |
| ,, | ૨૩ | હિકથા | વિકથા |
| ૩૦ | ૫ | ઝાદનાં | ઝાડનાં |
| ,, | ૭ | આરત્રવથી | આશ્રવથી |
| ,, | ૭ | દ્રવાશ્રવ | દ્રવ્યાશ્રવ |
| ,, | ૧૪ | वध्यते | वध्यते |
| ,, | ૧૭ | वज्झदि | वज्झदि |
| ૩૧ | ૧૭ | સાતાવેદનીને | સાતાવેદનીનું |
| ,, | ૨૩ | જે | ને |
| ૩૨ | ૨૧ | મરંભ | સમરંભ |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૩ | ૧ | ધર્માનુપેક્ષા | ધર્માનુપ્રેક્ષા |
| ” | ૪ | धम्माणुपिहा | धम्माणुपिहा |
| ” | ૨૨ | આરત્ર | આશ્રવ |
| ૩૪ | ૯ | લડે છે | નિરર્થક |
| ” | ૧૫ | કર્મનો | કર્મનું |
| ” | ૧૮ | આપીને–સવિપાક | વચલીલીટી કાઢી નાખવી |
| ” | ૧૯ | નાગર હેવું | નગ્ન રહેવું |
| ” | ૨૪ | યથાખ્યાન | યથાખ્યાત્ |
| ” | ૮ | सव्वस्स | सव्वस्स |
| ” | ૨૫ | मुण्णं | पुण्णं |
| ૩૬ | ૨ | पराणि | पराणि |
| ” | ૭ | गोर्द | गोवं |
| ” | ૧૪ | યાપ | પાપ |
| ” | ૧૯ | યુણ્ય | પૂણ્ય |
| ” | ૨૧ | થયું | થયો |
| ૩૭ | ૧૪ | એકયતાથી | ઐકયતાથી |
| ” | ૧૬ | જાણે | જાણો |
| ૩૮ | ૬ | ક્ષાન | જ્ઞાન |
| ૩૯ | ૧ | રૂહિત | રહિત |
| ” | ૧૫ | વિભ્રમ | વિમોહ |
| ” | ૧૮ | એડલે | એટલે |
| ૪૦ | ૨ | भणणते | भण्यते |
| ” | ૧૯ | સમ્યકવ | સમ્યક્ત્વ |
| ૪૧ | ૧૪ | દશંન | દર્શન |
| ” | ” | ચોળી | ચોળી |
| ૪૨ | ૧૫ | સમ્યકવ | સમ્યક્ત્વ |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૩ | ૯ | જો કે | જે |
| ૪૪ | ૨ | અભ્યાશ | અભ્યાસ |
| ,, | ૨૨ | षंञ्चत्रिंशत् | पंञ्चत्रिंशत् |
| ,, | ,, | पोडश | षोडश |
| ૪૫ | ૧૩ | अरह्वंताणं | अरहंताणं |
| ,, | ૧૪ | उवत्झायाणं | उवज्झायाणं |
| ,, | ,, | सव्वसा | सव्वसाहूणं |
| ,, | ૧૬ | षाध्याय | पाध्याय |
| ,, | ૧૭ | अरह्वंत | अरहंत |
| ,, | ૨૦ | ह्वौँ | ह्रूँ |
| ,, | ૨૪ | पंष | पंच |
| ૪૬ | ૬ | લેવો | લેવા |
| ૪૭ | ૧૧ | અરહૈંત | આરહંત |
| ,, | ૨૨ | जोण | णाण |
| ૪૮ | ૧ | ज्ञानपधाने | ज्ञानप्रधाने |
| ,, | ૮ | ઉપયોગને | ઉપયોગનું |
| ,, | ૨૧ | લવભીન | લવલીનં |

---

१५३८९

श्री वीतरागाय नमः

# द्रव्यसंग्रह.

( अन्वय अर्थसहित )

## मंगलाचरण.

जीवमजीवं दव्वं जिणवरवसहेण जेण णिद्दिठं ।
देविंदविंदवंदं वंदे तं सव्वदा सिरसा ॥ १ ॥
जाव अजीवं द्रव्यं जिनवर वृषभेण येण निर्दिष्टम् ।
देवेन्द्र वृन्द्र वन्द्यं वन्दे तं सर्वदा शिरसा ॥ १ ॥

अन्वयार्थ—(जेण) જે (जिणवरवसहेण) જીનવર વૃષભદેવે (जीवमजीवं) જીવ અને અજીવ (दव्वं) દ્રવ્યનું (णिद्दिठं) વર્ણન કર્યું છે, અને જે—(देविंदविंद वंदं) દેવોના ઈંદ્રોના સમૂહથી વંદનીય છે .(तं) તેને (सव्वदा) હંમેશાં (सिरसा) શિરથી (वंदे) વંદુ છું.

ભાવાર્થ—જે આદિ જીનેશ્વર રૂષભદેવે જીવ અને અજીવ દ્રવ્યના સ્વરૂપનું વર્ણન કર્યું છે તથા જે ઇંદ્રોથી[1] વંદનીય છે તે રૂષભદેવને હું ગ્રંથકર્તા (નેમિચંદ્ર સિદ્ધાન્ત ચક્રવર્તી) મસ્તક નમાવીને નમસ્કાર કરૂં છું.

---

१ भवणालय चालीसा विंतर देवाण होंति बत्तीसा ।
कप्पामर चउवीसा चंदो सूरो नरो तिरओ ॥

અર્થ—ભવનવાસીના ૪૦, વ્યંતરોના ૩૨, કલ્પવાસીના ૨૪ જ્યોતિષિના ચંદ્ર ને સૂર્ય એમ ૨, મનુષ્યોનો ચક્રવર્તી અને તિર્યંચોનો સિંહ એમ બધા મળીને ૧૦૦ ઈંદ્રો થાય છે.

# પ્રથમ અધીકાર.

## જીવના નવ અધિકાર.

जीवो उवओगमओ अमुत्तिकत्ता सदेहपरिमाणो ।
भोत्ता संसारत्थो सिद्धो सो विस्ससोड्ढगई ॥ २ ॥
जीवः उपयोग मयः अमूर्तिः कर्त्ता स्वदेह परिमाणः
भोक्ता संसारस्थः सिद्धः सविस्रसा उर्ध्वगतिः ॥ २ ॥

અન્વયાર્થ—(जीवो) જીવ (પ્રાણ વડે જીવે છે તે) (उवओगमओ) ઉપયોગમયી (अमुत्ति) અમૂર્તિક (कत्ता) કર્તા (सदेह परिमाणो) પોતાના શરીરના પ્રમાણમાં રહેવાવાળો, (भोत्ता) ભોક્તા (संसारत्थो) સંસારી (सिद्धो) સિદ્ધ (विस्ससोड्ढगई) સ્વભાવથી ઉર્ધ્વગતિવાળો (સો) (તે જીવઃ) જીવ છે.

ભાવાર્થ—જે જીવે છે, ઉપયોગમયી છે, અમૂર્તિક છે, કર્મોનો કર્તા છે, નામ કર્મના ઉદયથી પ્રાપ્ત થએલ પોતાના નાના કે મોટા શરીરની બરાબર રહેવાવાળો છે, કર્મફળનો ભોગવવાતોળો છે, સંસારી છે સિદ્ધ છે તથા સ્વભાવથી ઉર્ધ્વગમન કરવાવાળો છે તે જીવ છે.

## જીવ અધિકારનું વર્ણન.

तिक्काले चदुपाणा इंदिय बलमाउ आणपाणोय ।
ववहारा सो जीवो णिच्चयणयदो दु चेदणा जस्स ॥३॥
त्रिकाले चतुप्राणाः इन्द्रियं बलं आयुः आनपाणः च ।
व्यवहारात् सः जीवः निश्चय नयतः तु चेतना यस्य ॥ ३ ॥

અન્વયાર્થ-(ववहारा) વ્યવહારનયથી (तिक्काले) ત્રણે કાળમાં (इंदिय) ઇન્દ્રિ (बलं) બળ (आउ) આયુ (दु) અને (आणपाणो)

શ્વાસોચ્છ્વાસ એ (चदुपाणा) ચાર પ્રાણછે (दु) પણ (णिच्छयणयदो) નિશ્ચયનયથી (जस्स) જેનો (चेदणा) ચેતના છે (सो) તે (जीवो) જીવ છે.

**ભાવાર્થ**—વ્યવહાર નયથી હંમેશાં પાંચ ઇંદ્રિઓ' ત્રણ બળ એક આંયુ ને ૧ શ્વાસોચ્છ્વાસ એમ (ચાર પ્રાણના ભેદ ગણતાં) દશ પ્રાણ જેમાં છે તે જીવ છે. અને નિશ્ચય નયથી ફક્ત એક ચેતના (જ્ઞાન દર્શન ઉપયોગ રૂપ હોવાની શક્તિ) જેમાં છે તે જીવ છે. બીજી વસ્તુની મદદ કે અપેક્ષા વિના વસ્તુના મૂળ સ્વભાવનું વર્ણન કરવું તે નિશ્ચય નય છે. અને બીજી વસ્તુની મદદથી યા અપેક્ષાથી વસ્તુના રૂપનું વર્ણન કરવું તે વ્યવહાર નય છે જેનો સંયોગ રહેતાં જીવ વિષે 'એ જીવે છે' અને જેના વિયોગમાં 'એ મરી ગયો' એવો વ્યવહાર કરતાં આવે છે તેને પ્રાણ કહે છે.

## ઉપયોગ અધિકાર—દર્શનોપયોગના ભેદ.

**उवओगो दुवियप्पो दंसण णाणं च दंसणं चदुधा ।**
**चक्खु अचक्खू ओही दंसणमथ केवलं णेयं ॥४॥**

---

એકેન્દ્રિય જીવના ચારપ્રાણ—સ્પર્શેન્દ્રિ, કાયબળ આયુ ને શ્વાસોચ્છ્વાસ, બે ઇન્દ્રિયજીવમાં ઉપલા ચાર પ્રાણ તથા રસના ઇન્દ્રિય અને વચન બળ એ છ પ્રાણ, ત્રણ ઇન્દ્રિય જીવમાં ઉપરના છ પ્રાણ તથા નાસિકા ઇન્દ્રિ મળી સાત પ્રાણ છે.

ચાર ઇન્દ્રિય જીવમાં ચક્ષુ ઇન્દ્રિ મળી આઠ પ્રાણ હોય છે પાંચ ઇન્દ્રિય જીવના બે ભેદ છે મનવાળા (સંજ્ઞી) ને મન વગરના (અસંજ્ઞી).

અસંજ્ઞી પંચેન્દ્રિય જીવમાં કાન ઇન્દ્રિય મળી નવ પ્રાણ છે ને સંજ્ઞી પંચેન્દ્રિય જીવમાં મન બળ મળી દસ પ્રાણ હોય છે.

उपयोगः द्विविकल्पः दर्शनं ज्ञानं च दर्शनं चतुर्द्धा ।
चक्षुः अचक्षुः अवधिः दर्शनं अथ केवलं ज्ञेयं ४

અન્વયાર્થ—(उवयोगो) ઉપયોગ (दुवियप्पो) બે પ્રકારે છે (दंसण) દર્શન (च) અને (णाणं) જ્ઞાન (दंसणं) દર્શનને (चदुधा) ચાર પ્રકારે (णेयं) જાણવું (चक्खू) ચક્ષુ (अचक्खू) અચક્ષુ (ओही) અવધિ (अथ) અને (केवलं) કેવળ દર્શન.

ભાવાર્થ—ઉપયોગના બે પ્રકાર છે. દર્શનોપયોગ ને જ્ઞાનોપયોગ; દર્શનોપયોગનાં ચાર ભેદ છે ૧ ચક્ષુ દર્શન ૨ અચક્ષુ દર્શન, ૩ અવધિ દર્શન ને ૪ કેવલ દર્શન. 'જોવું' ને 'જાણવું' તેને ઉપયોગ કહે છે. વસ્તુની નિર્વિકલ્પ સત્તા (અસ્તિત્વ) માત્રના જ્ઞાનને દર્શન કહે છે. દર્શન જ્ઞાનની આદ્ય પર્યાય છે.

## જ્ઞાનોપયોગના ભેદ.

णाणं अट्ठवियप्पं मदिसुदओही अणाणणाणाणि ।
मणपज्जय केवलमवि पच्चक्खपरोक्ख भेयं च ॥५॥
ज्ञानं अष्ट विकल्पं मति श्रुतावधयः अज्ञान ज्ञानानि ।
मनः पर्ययः केवलं, अपि प्रत्यक्ष परोक्ष भेदं च ॥ ५ ॥

---

ચક્ષુ દર્શન—આંખથી જોવું તે.

અચક્ષુ દર્શન—આંખ સિવાય બીજી ઇન્દ્રિયોથી વસ્તુની નિર્વિકલ્પ સત્તા માત્રને અવલોકવી તે.

અવધિ દર્શન—અવધિદ્વારા રૂપી પદાર્થોની સત્તા માત્રનું એક દેશ પ્રત્યક્ષ અવલોકન કરવું તે.

કેવળ દર્શન—કેવળદ્વારા રૂપી અરૂપી સમસ્ત પદાર્થોની સત્તા સામાન્યનું અવલોકન કરવું તે.

**અન્વયાર્થ**—(**मदिसुदओही अणाण णाणाणि**) મતિ અજ્ઞાન, શ્રુત અજ્ઞાન, અવધિ અજ્ઞાન, મતિજ્ઞાન, શ્રુત જ્ઞાન, અવધિજ્ઞાન (**अवि**) વળી (**मणपज्जय**) મનઃપર્યયજ્ઞાન તથા (**केवलं**) કેવળજ્ઞાન એ રીતે (**णाणं**) જ્ઞાનોપયોગ (**अट्ठ वियप्पं**) આઠ ભેદ રૂપ છે (**च**) અને એ જ્ઞાનોપયોગ (**पच्चक्ख परोक्ख भेयं**) પ્રત્યક્ષ અને પરોક્ષના ભેદથી બે પ્રકારે છે.

**ભાવાર્થ**—જ્ઞાનના આઠ પ્રકાર છે કુમતિ, કુશ્રુત, કુઅવધિ, મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યય ને કેવળ. જ્ઞાનના પ્રત્યક્ષ ને પરોક્ષ એમ બે ભેદ પણ થાય છે.[1] કુઅવધિ, અવધિ, મનઃપર્યય ને કેવળ એ ચાર જ્ઞાન પ્રત્યક્ષ છે. અને કુમતિ, કુશ્રુત, મતિ. ને શ્રુત એ ચારે જ્ઞાન પરોક્ષ છે. ઇન્દ્રિયો અને મનની મદદથી જે જ્ઞાન થાય છે તે પરોક્ષ જ્ઞાન છે. ઇન્દ્રિયો અને મનની મદદ સિવાય આત્માથી જે વિશુદ્ધ જ્ઞાન થાય છે તે પ્રત્યક્ષ જ્ઞાન છે,

---

૧ પ્રત્યક્ષ પરોક્ષ જ્ઞાનના ભેદ.

**मइसुय परोक्खणाणं ओही मण होइ वियलपच्चक्खं ।**
**केवलणाणं च तहा अणोवमं होइ सयलपच्चक्खं ॥**

**मतिः श्रुतं परोक्षज्ञानं अवधिः मनः भवति विकल प्रत्यक्षम् ।**
**केवल ज्ञानं च तथा अनुपमं भवति सकल प्रत्यक्षं ॥ ६ ॥**

**અન્વયાર્થ**—(**मइ**) મતિજ્ઞાન (**सुय**) શ્રુત જ્ઞાન એ બે (**परोक्ख णाणं**) પરોક્ષ જ્ઞાન છે. (**ओही**) અવધિજ્ઞાન (**च**) અને (**मण**) મનપર્યય જ્ઞાન (**वियलप च्चक्खं**) એક દેશ પ્રત્યક્ષ (**होइ**) છે. (**तहा**) તથા (**केवलणाणं**) કેવળજ્ઞાન (**अणोवमं**) જે ઉપમા રહિત છે તે (**सयलपच्चक्खं**) સકલ પ્રત્યક્ષ છે.

## જીવદ્રવ્યનું લક્ષણ—જ્ઞાનોપયોગને દર્શનોપયોગ.

अट्ठचदुणाणदंसण सामण्णं जीवलक्खणं भणियं ।
ववहारा सुद्धणया सुद्ध पुण दंसणं णाणं ॥६॥
अष्टं चतुर्ज्ञान दर्शने सामान्यं जीव लक्षणं भणितम् ।
व्यवहारात् शुद्धनयात् शुद्धं पुनः दर्शनं ज्ञानम् ॥६॥

અન્વયાર્થ—(ववहारा) વ્યવહાર નયથી (अट्ठचदुणाणदंसण) આઠ જ્ઞાન ને ચાર દર્શન (सामण्णं) સામાન્ય રીતે (जीवलक्खणं) જીવનું લક્ષણ (भणियं) કહેલું છે (पुण) વળી (सुद्धणया) શુદ્ધ નયથી (सुद्धं) શુદ્ધ (दंसणं) દર્શન અને (णाणं) જ્ઞાન જીવનું લક્ષણ કહ્યું છે.

જીવનો મૂળ સ્વભાવ સર્વ વસ્તુઓને જાણવાનો છે, એટલે કે જ્ઞાન છે. તેમાં જ્ઞાનને દર્શન બંનેનો સમાવેશ છે. પરંતુ સંસારી જીવોના જ્ઞાન પર કર્મોનાં પડ ચઢેલાં છે. જેટલાં જેટલાં પડ દૂર થાય છે તેટલું તેટલું જ્ઞાન પ્રકટ થાય છે. આ કારણથી જ્ઞાનમાં ઓછા વત્તાપણું હોવાથી જ્ઞાન અને દર્શનના અનેક ભેદ થાય છે. અહીં વ્યવહાર નયની અપેક્ષા જ્ઞાનના આઠ ને દર્શનના ચાર ભેદ મુખ્યત્વે ગણ્યા છે.

## જીવનો અમૂર્ત્તિત્વ અધિકાર.

वण्ण रस पंच गंधा दो फासा अट्ठणिच्चया जीवे ।
णो संति अमुत्ति तदो ववहारा मुत्ति बंधादो ॥७॥
वर्णाः रसाः पञ्च गंधौ द्वौ स्पर्शाः अष्टौनिश्चयात् जीवे ।
नो संति अमूर्त्तिः ततः व्यवहारात् मूर्तिः बंधतः ॥७॥

અન્વયાર્થ—(**णिचयया**) નિશ્ચય નયથી (**जीवे**) જીવ દ્રવ્યમાં (**वण्ण रस पंच**) પાંચ વર્ણ અને પાંચ રસ, (**दो**) બે (**गंधा**) ગંધ અને (**अट्ठफासा**) આઠ સ્પર્શ (**णो सन्ति**) હોતા નથી (**तदो**) તેથી (**अमुत्ति**) અમૂર્તિક છે અને (**ववहारा**) વ્યવહાર નયથી (**बंधादो**) કર્મબંધ હોવાથી (**मुत्ति**) મૂર્તિક છે.

ભાવાર્થ—જે વસ્તુમાં વર્ણ, રસ, ગંધ ને સ્પર્શ જોવામાં આવે તે મૂર્તિક છે. વર્ણ (રંગ) પાંચ છે. શ્વેત (ધોળો) પીળો, નીલો, લાલ અને કાળો. રસ પાંચ છે. તીખો, કડવો, ખાટો ને ગળ્યો ગંધ બે છે સુગંધ અને દુર્ગંધ. સ્પર્શ આઠ છે. હલકો, ભારે, કોમળ, કરડો (કઠોર) રૂખો (રૂક્ષ) ચીકણો, ઠંડોને ગરમ. વ્યવહાર નયથી કર્મબંધ અને શરીર વગેરે સહિત હોવાથી જીવમાં વર્ણ રસ ગંધ ને સ્પર્શ જોવામાં આવે છે તેથી તે મૂર્તિક કહેવાય છે. પરંતુ શુદ્ધ જીવમાં આ વીસમાંથી એકે ગુણ હોતો નથી. તેથી નિશ્ચય નયથી જીવ અમૂર્તિક (અરૂપી) છે.

## ૪. કર્ત્તા અધિકાર.

**पुग्गलकम्मादीणं कत्ता ववहारदो दु णिच्चयदो ।**
**चेदणकम्माणादा सुद्धणया सुद्धभावाणं ॥८॥**
**पुद्गल कर्मा दीनां कर्त्ता व्यवहारतः तु निश्चयतः**
**चेतन कर्मणां आत्मा शुद्धनयात् शुद्ध भावानाम् ।८॥**

અન્વયાર્થ—(**ववहारदो**) વ્યવહાર નયથી (**आदा**) આત્મા (**पुग्गलकम्मादीणं**) પુદગલ કર્મ જ્ઞાનાવરણાદિનો અને આદિ શબ્દથી નો કર્મ (શરીરાદિ) નો (**कत्ता**) કર્તા છે. (**दु**) પણ (**णिच्चयणयदो**) નિશ્ચય નયથી (**चेदनकम्माणं**) ચેતન કર્મો (રાગાદિ ભાવ કર્મો) નો કર્તા છે અને (**सुद्धणया**) શુદ્ધ નયથી (**सुद्धभावाणं**) શુદ્ધ ભાવો (શુદ્ધ જ્ઞાનદર્શન) નો કર્તા છે.

ભાવાર્થ—કર્મને વશ જીવ કષાય કરે છે પુદ્ગલ કર્મ ઉત્પન્ન થાય છે. આત્મા સાથે તે કર્મનો બંધ નડે છે. કર્મના ઉદયથી જીવ દેહધારી થાય છે, ને શરીરથી અનેક ક્રિયાઓ કરે છે. પરંતુ એ ક્રિયાઓ શરીર અને પુદ્ગલ કર્મો દ્વારા થાય છે તેથી જીવ એ ક્રિયાઓનો કર્ત્તા છે એમ વ્યવહાર નયથી કહી શકાય. નિશ્ચયથી નહિ.

જીવ જે કષાયો કરે છે તે ચૈતન્યમાંજ ઉત્પન્ન થાય છે 'જડ પદાર્થને કષાય થતો નથી તેથી જીવ ક્રોધાદિ ચૈતન્ય કર્મોનો કરવા વાળો છે. કષાય એ જીવનો સ્વભાવ નથી પણ કર્મને લીધે વિકાર થવાથી જીવને કષાય થાય છે તેથી અશુદ્ધ નયથી જીવ એ કષાય ભાવને કરવાવાળો કહેવાય છે.

રાગદ્વેષ–કષાય– એ આત્માના પોતાના ભાવ નથી ઉલટું આત્મા કેવળ જ્ઞાન ને કેવળ દર્શનથી બધી વસ્તુઓનો રાગદ્વેષ કર્યા સિવાય જોવાવાળો ને જાણવાવાળો છે. આનેજ આત્માનો શુદ્ધ ભાવ કહે છે આ શુદ્ધ નિશ્ચય નયનું કથન છે.

## ૫. ભોક્તા અધિકાર.

ववहारा सुहदुक्खं पुग्गलकम्मप्फलं पभुंजेदि ।
आदा णिच्चयणयदो चेदणभावं खु आदस्स ॥९॥
व्यवहारात् सुखदुःखं पुद्गल कर्मफलं प्रभुङ्क्ते ।
आत्मा निश्चयनयतः चेतन भावं खलु आत्मनः ॥९॥

અન્વયાર્થ—( आदा ) આત્મા ( ववहारा ) વ્યવહાર નયથી ( पुग्गलकम्मप्फलं ) પૌદ્ગલિક કર્મોનું ફળ ( सुहदुक्खं ) સુખ દુઃખને ( पभुंजेदि ) ભોગવે છે. ( णिच्चयणयदो ) નિશ્ચય નયથી ( आदस्स ) પોતાના ( चेदणभावं ) ચૈતન્ય ભાવ ( શુદ્ધ દર્શન જ્ઞાનોપયોગ રૂપ ભાવ ) ને ( खु ) ફક્ત ભોગવે છે.

**ભાવાર્થ**—વ્યવહારથી જીવ કર્મ ફળનો અને નિશ્ચય નયથી પોતાના સ્વભાવનો ભોક્તા છે.

## ૬. સ્વદેહ પરિમાણ અધિકાર.

**अणुगुरुदेहपमाणो उवसंहारप्पसप्पदो चेदा ।**

**असमुहदो ववहारा णिच्चयणयदो असंखदेसोवा ॥१०॥**

**अणु गुरु देह प्रमाणः उपसंहार प्रसर्पाभ्यां चिदात्मा ।**

**असमुदघातात् व्यवहारात् निश्चय नयतः असंख्यदेशःवा**

**અન્વયાર્થ**--( **ववहारा** ) વ્યવહાર નયથી ( **चेदा** ) જીવ ( **उवसंहारप्पसप्पदो** ) સંકોચ વિસ્તારના કારણથી ( **असमुहदो** ) સમુદઘાત સિવાય ( **अणुगुरुदेहपमाणो** ) નાના મોટા શરીરના પ્રમાણમાં રહે છે. ( **वा** ) પણ ( **णिच्चयणयदो** ) નિશ્ચય નયથી ( **असंखदेसो** ) અસંખ્ય પ્રદેશી છે.

**ભાવાર્થ**--નિશ્ચય નયથી તો જીવ લોકની બરાબર અસંખ્યાત પ્રદેશવાળો છે. પરંતુ વ્યવહાર નયથી સાત પ્રકારની સમુદઘાત[2] અવસ્થા સિવાય અન્ય અવસ્થાઓમાં નામ કર્મના ઉદયથી નાનું કે મોટું જેવડું શરીર મળે છે, તેના પ્રમાણમાં રહેવાવાળો છે.

---

૧ પુદગલનો એક વિભાગી પરમાણુ આકાશના જેટલા ક્ષેત્રને રોકે તેટલા આકાશના ભાગને એક પ્રદેશ કહે છે. ( જુઓ ૨૮મી ગાથામાં ) પુદ્ગલ દ્રવ્યનો ફરીથી ભાગ થઈ ન શકે એવા વિભાગને પરમાણું કહે છે.

૨ વેદનાદિ સાત કારણોથી જીવના પ્રદેશોનું મૂળ શરીરને ન છોડીને શરીરથી બહાર પસરવું ફેલાવું થાય છે તેને સમુદ્ઘાત કહે છે. સમુદ્ઘાત સાત છેઃ—૧ વેદના, ૨ કષાય, ૩ વિક્રિયા, ૪ મારણાન્તિક, ૫ તૈજસ, ૬ આહારક, ૭ કેવલી.

# ૭. સંસારી અધિકાર.

**पुढविजलतेउवाउवणप्फदी विविहथावरेइंदी ।**
**विगतिग चदु पंचक्खा तसजीवा होंति संखादी ॥११॥**
**पृथ्वी जल तेजो वायु वनस्पत्यः विविध स्थावरै केन्द्रियाः ।**
**द्विक त्रिक चतुः पञ्चाक्षाः त्रसजीवाः भवन्ति पञ्चादयाः ॥११॥**

અન્વયાર્થ—( **पुढविजलतेउवाउवणप्फदी** ) પૃથ્વીકાય, અપકાય ( જલકાય ) તેજકાય, વાયુકાય, વનસ્પતિકાય એ ( **विविहथावरेइंदी** ) વિવિધ પ્રકારના સ્થાવર જીવ એકેન્દ્રીય છે. ( **संखादी** ) શંખ વગેરે ( **विगतिग चदुपंचक्खा** ) દ્વીન્દ્રિ, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય પંચેન્દ્રિય એ ( **तसजीवा** ) ત્રસ જીવ ( **होंति** ) હોય છે.

**ભાવાર્થ**—સંસારી જીવ બે પ્રકારના છે. સ્થાવરને ત્રસ. સ્થાવર જીવ પોતાની ઇચ્છાથી ચાલી, ફરી શકતા નથી. ત્રસ જીવ ચાલી ફરી શકે છે. સ્થાવર જીવને ફકત સ્પર્શ ( ત્વચા ) ઇંદ્રિ હોય છે તેથી તે એકેન્દ્રિય જીવ ગણાય છે. તેના પાંચ ભેદ છે. **પૃથ્વીકાય** અર્થાત પૃથ્વી ( માટી ) જેનું શરીર છે તે-અપકાય અર્થાત્ જલ જેનું શરીર છે તે-તેજકાય એટલે અગ્નિ જેની કાયા છે તે. વાયુંકાય એટલે વાયુ જેની કાયા છે તે. આ ચાર પ્રકારના જીવ બહુજ સૂક્ષ્મ હોય છે. અને વનસ્પતિકાય એટલે વનસ્પતિ જેની કાયા છે તે. વૃક્ષો મોટાં પણ હોય છે તે સૂક્ષ્મ પણ હોય છે. નિગોદીયા જીવ જે અતિ સૂક્ષ્મ હોય છે તે વનસ્પતિ કાયજ છે.

બે ઇન્દ્રિ જીવમાં સ્પર્શ અને રસના ( જીભ ) એ બે ઇન્દ્રિયો હોય છે. શંખ, કૃમિ વગેરે બે ઇન્દ્રિય જીવ છે.

ત્રણઇન્દ્રિયજીવને સ્પર્શ રસના ને ઘ્રાણ એ ત્રણ ઇન્દ્રિયો હોય છે કીડી, જુ અને માકણ વગેરે જીવ ત્રણ ઇન્દ્રિય જીવ છે.

ચાર ઇન્દ્રિય જીવને સ્પર્શ, રસના ઘ્રાણ ( નાક ) અને ચક્ષુ એ ચાર ઇન્દ્રિયો હોય છે. ડાંસ, મચ્છર, માખી ભમરો વગેરે જીવ ચાર ઇન્દ્રિય જીવ છે.

પાંચ ઇન્દ્રિ જીવને સ્પર્શ, રસના ઘ્રાણ, ચક્ષુ ને કર્ણ એ પાંચ ઇન્દ્રિયો હોય છે ઘોડો, બળદ મનુષ્ય, પક્ષી વગેરે પંચેન્દ્રિય છે.

## ત્રસસ્થાવરોને ૧૪ જીવ સમાસોમાં પ્રકટ કરે છે,

**समणा अमणा णेया पंचेंदिय णिम्मणा परे सव्वे ।**
**बादरसुहमे इंदि सव्वे पज्जत्त इदरा य ॥१२॥**
**समनस्काः अमनस्काः ज्ञेयाः पञ्चेन्द्रियाः निर्मस्काः परेसर्वे ।**
**बादर सूक्ष्मै केन्द्रियाः सर्वे पर्याप्ताः इतरे च ॥ १२ ॥**

અન્વયાર્થ—( **पंचेंदिय** ) પંચેન્દ્રિય જીવ ( **समणा** ) મન સહિત સંજ્ઞી તથા (**अमणा** ) મન રહિત અસંજ્ઞી ( **णेया** ) જાણવા ( **परे** ) બાકીના ( **सव्वे** ) સર્વે જીવ ( **णिम्मणा** ) મનરહિત અસંજ્ઞી જાણવા ( **एइंदी** ) એકેન્દ્રિય જીવ ( **बादरसुहमा** ) બાદર તથા સૂક્ષ્મ બે પ્રકારે છે અને ( **सव्वे** ) એ બધા જીવ ( **पज्जत्त** ) પર્યાપ્ત (**य**) તથા ( **इदरा** ) અપર્યાપ્ત એમ બે પ્રકારના હોય છે.

**ભાવાર્થ**—એક, બે, ત્રણ, ચાર ઇન્દ્રિયવાલા જીવોને મન હોતું નથી. મન પંચેન્દ્રિય જીવનેજ હોઈ શકે છે. પંચેન્દ્રિયમાં પણ કોઇ મનવાળા છે ને કોઇ મન વગરના મનવાળા સંજ્ઞીને મન વગરના અસંજ્ઞી કહેવાય છે. એકેન્દ્રિય અર્થાત સ્થાવર જીવ બાદર એટલે સ્થૂલ ને સૂક્ષ્મ એમ બે પ્રકારના છે. જે બીજાને રોકે અગર બીજાથી રોકાય તે સ્થૂલ. તેથી વિપરીત તે સૂક્ષ્મ આ પ્રમાણે જીવના સાત ભેદ છે. ૧ બાદર એકેન્દ્રિય, ૨ સૂક્ષ્મ એકેન્દ્રિય, ૩ બે ઇન્દ્રિય, ૪ ત્રણ ઇન્દ્રિય, ૫ ચાર ઇન્દ્રિય, ૬ સંજ્ઞી પંચેન્દ્રિય ૭ અસંજ્ઞી પંચેન્દ્રિય.

શરીરના અવયવોનાં બનવાને ( અવયવોનું પૂર્ણતાએ પહોંચવું તે ) પર્યાપ્ત[1] કહે છે. આહાર, શરીર, ઇન્દ્રિય, શ્વાસોચ્છ્વાસ, ભાષા ને મન એ ૭ પર્યાપ્ત છે. એમાંથી જે જીવને જેટલી બનવાને લાયક છે તે બનીને પૂર્ણ થાય છે ત્યારે તે જીવ પર્યાપ્ત કહેવાય છે. અને, તે પર્યાપ્તીઓ બને તે પહેલાં જીવ અપર્યાપ્ત કહેવાય છે. ઉપરના સાત પ્રકારના જીવ; પર્યાપ્તને અપર્યાપ્ત એ બે ભેદથી ૧૪ પ્રકાર થાય છે. તેને જીવ સમાસ કહે છે.

જેની શરીર આદિ પર્યાપ્તી પૂર્ણ થઇ ગઇ છે. એવા જીવને પર્યાપ્ત કહે છે. જ્યારે જીવ ઉત્પન્ન થાય છે ત્યારે ઉપર કહેલી ચાર પાંચ કે ૭ યથાયોગ્ય પર્યાપ્તીઓમાંથી એક પણ અધુરી હોય તો જીવ અપર્યાપ્ત કહેવાય છે.

## દ્વિતિય ને તૃતીય પ્રકારથી ૧૪ જીવ સમાસ.

**मग्गणगुणठाणेहिं य चउदसहिं हवंति तह असुद्धणय ।**
**विण्णेया संसारो सव्वे सुद्धा हु सुद्धणया ॥१३॥**

**मार्गणा गुणस्थानैः च चतुर्दशभिः भवन्ति तथा अशुद्धनयात् ।**
**विज्ञेयाः संसारिणाः सर्वे शुद्धाः खलु शुद्ध नयात् ॥ १३ ॥**

અન્વયાર્થ—( **तह** ) તથા ( **संसारी** ) સંસારી જીવ

---

१ आहारशरीरिंदिय पज्जति आण पाण भासमणो
चत्तारि पंच छप्पि य इगविगला सण्णिसण्णीणं

**ભાવાર્થ**—આહાર, શરીર, ઇન્દ્રિય, શ્વાસોચ્છ્વાસ ભાષા ને મન એ ૭ પર્યાપ્તિ છે એમાંથી એકેન્દ્રિયને આહાર શરીર ઇન્દ્રિય શ્વસોચ્છ્વાસ એ ચાર પર્યાપ્તિ હોય છે સૈની પંચેન્દ્રિયને ૭ હોય છે બાકીના સર્વે જીવોને મનરહિત પાંચ પર્યાપ્તી હોય છે.

( **असुद्धणया** ) અશુદ્ધનય ( વ્યવહારનય ) થી ( **चउदसहिं** ) ચૌદ ( **मग्गणा जठाणेहिं** ) માર્ગણા[1] અને ગુણુસ્થાનોથી ચૌદ ચૌદ પ્રકારના ( **हवंति** ) થાય છે. (**य**) અને ( **सुद्धणया** ) શુદ્ધ નયથી (**सव्वे**) સર્વે જીવ (**हु**) ખરી રીતે(**सुद्धा**) શુદ્ધજ (**विण्णेया**) જાણવા.

**ભાવાર્થ**—જો જીવનો નિજ સ્વભાવ જોઇએ તો તે શુદ્ધ છે. ને જ્ઞાન સ્વરૂપ છે. એ સિવાય એનામાં બીજો કોઇ ભેદ નથી. આ શુદ્ધ નિશ્ચય નયનું કથન છે. પરંતુ અશુદ્ધ નય એટલે વ્યવહાર નયથી સંસારી જીવનાં અનેક રૂપને અનેક દશા થાય છે.

જીવની સંસાર સંબંધી અવસ્થાની અપેક્ષા ૧૪ પ્રકારે કથન કરેલું છે- તેને માર્ગણા સ્થાન કહે છે. અને જીવના ગુણોની અપેક્ષા એ પણ ૧૪ વર્ગ કરેલા તેને ગુણુસ્થાન કહે છે.

---

૧૪ માર્ગણાનાં નામ—ગતિ, ઇન્દ્રિય, કાય, યોગ, વેદ, કષાય, જ્ઞાન, સંયમ, દર્શન, લેશ્યા, ભવ્યત્વ, સમ્યકત્વ, સંજ્ઞી, આહાર.

૧૪ ગુણુસ્થાનાં નામ—મિથ્યાત્વ, સાસાદન, મિશ્ર, અવિરત સમ્યકત્વ, દેશવિરત, પ્રમત્તવિરત, અપ્રમત્ત વિરત, અપૂર્વકરણ, અનિવૃત્તિ કરણ, સૂક્ષ્મસાંપરાય, ઉપશાન્તમોહ, ક્ષીણમોહ, સયોગકેવલી; અયોગ કેવલી.

ગુણુસ્થાન— દર્શન, મોહનીય આદિ કર્મોના ઉદય, ઉપશમ, ક્ષય, ક્ષયોપસમ વગેરેની અવસ્થાઓથી મુક્ત જીવના પરિણામોની અવસ્થાને ગુણુસ્થાન કહે છે.

માર્ગણા—જે પ્રકારે શાસ્ત્રોમાં કથન કરેલો હોય તેજ પ્રકારે જીવાદિ પદાર્થોનો ભાવોથી અથવા જે પર્યાયોમાં વિચાર કરવામાં આવે તેને માર્ગણા કહે છે.

## ૮. સિદ્ધત્વ અધિકાર.

**णिक्कम्मा अट्ठगुणा किंचूणा चरमदेहदो सिद्धा ।**
**लोयग्गठिदा णिच्चा उप्पादवयेहिं संजुत्ता ॥१४॥**
**निष्कर्माणः अष्टगुणाः किञ्चिदूनाः चरम देहतः सिद्धाः ।**
**लोकाग्रस्थिताः नित्याः उत्पाद व्ययाभ्यां संयुक्ताः ॥१४॥**

**અન્વયાર્થ**—( **णिक्कम्मा** ) આઠ કર્મ રહિત ( **अट्ठगुणा** ) આઠગુણ સહિત, ( **चरमदेहदो** ) ચરમ ( અન્તિમ ) શરીરથી ( **किंचूणा** ) કંઈ કમ ( **णिच्चा** ) નિત્ય (ધ્રૌવ્ય) ( **उप्पादवयेहिं** ) ઉત્પાદ અને વ્યય ( **संजुत्ता** ) સંયુક્ત જીવ ( **सिद्धा** ) સિદ્ધ છે. તથા તે જીવ ઉર્ધ્વગમન સ્વભાવથી ( **लोयगठिदा** ) લોકના અગ્રભાગમાં ( સિદ્ધલોકમાં ) સ્થિર થએલા છે.

**ભાવાર્થ**—કર્મોથી રહિત થઈને આ જીવ પોતાના શુદ્ધ સ્વભાવને પ્રાપ્ત થાય છે તેને સિદ્ધ અવસ્થા કહે છે. સિદ્ધ અવસ્થામાં આઠ કર્મોના નાશથી આઠ ગુણો પ્રાપ્ત થાય છે.

## ૯. ઉર્ધ્વગમનત્વ અધિકાર.

**पयडिट्ठिदि अणुभागप्पदेसबंधेहिं सव्वदो मुक्का ।**
**उड्ढं गच्छदि सेसा विदिसावज्जं गदिं जंति ॥१५॥**

---

સિદ્ધના આઠ ગુણ,

૧ મોહના નાશથી સમ્યકત્વ. ૨ જ્ઞાનાવરણના નાશથી કેવળજ્ઞાન. ૩ દર્શનાવરણના નાશથી કેવળદર્શન. ૪ અંતરાય કર્મના નાશથી અનંતવીર્ય. ૫ નામકર્મના નાશથી સૂક્ષ્મત્વ. ૬ આયુના નાશથી અવગાહનત્વ. ૭ ગોત્ર કર્મના નાશથી અગુરૂલઘુત્વ. ૮ વેદનીય કર્મના નાશથી અવ્યાબાધત્વગુણ સિદ્ધોને ઉત્પન્ન થાય છે. જેનો કદી નાશ ન થાય તેને ધ્રૌવ્ય કહે છે. હાનીને વ્યય કહે છે ને વૃદ્ધિને ઉત્પાદ કહે છે.

**प्रकृति स्थित्त्ति भाग प्रदेश बन्धैः सर्वतः मुक्तः ।**
**ऊर्द्धं गच्छति शेषाः विदिशा वर्ज्यां गतिं यान्ति ॥ १५ ॥**

અન્વયાર્થ—( **पयडिट्ठिदिअनुभागप्पदेसबंधेहिं** ) પ્રકૃતિ-બન્ધ, સ્થિતિબન્ધ, અનુભાગ બન્ધ અને પ્રદેશ બન્ધથી ( **सव्वदो** ) સર્વે પ્રકારથી ( **मुक्को** ) મુક્ત થયેલો સિદ્ધ જીવ સ્વભાવથી ( **उड्ढं** ) ઉર્ધ્વ ( **गच्छदि** ) ગમન કરે છે. ( **सेसा** ) શેષ તો કર્મબન્ધ સહિત જીવ છે તે ( **विदिसा वज्जं गदिं**) વિદિશાઓને છોડીને દિશાઓમાં ( **जंति** ) જાય છે.

ભાવાર્થ—જે જીવ ઉપર્યુક્ત ચાર પ્રકારના કર્મબંધથી છૂટી જાય છે તે સીધા સિદ્ધલોક તરફ ઉર્ધ્વ ગમન કરે છે, અને જે કર્મ સહિત જીવ છે તે અન્ય દિશાઓમાં પણ જાય છે. પરંતુ તે શરીરથી છુટા થયા પછી અને નવું શરીર ધારણ કર્યા પહેલાં એટલે કે વિગ્રહ ગતિમાં અનુશ્રેણી ગમન કરે છે, તેથી તે જ્યાં જન્મ લે છે ત્યાં

---

૧. કર્મપુદ્ગલોનું જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય, અંતરાય, વેદનીય, આયુ, નામ અને ગોત્ર એ આઠ પ્રકારના સ્વભાવરૂપ થવું તેને (પ્રકૃતિબંધ કહે છે.) અર્થાત્ કર્મ જે પ્રકારનું છે તેને પ્રકૃતિબંધ કહે છે.

૨. જેટલા સમય સુધી એ કર્મો આત્મા સાથે રહેશે તે સમયને સ્થિતિ કહે છે.

૩. કર્મોમાં ન્યૂનાધિક ( ઓછું વત્તું ) ફળ દેવાની શક્તિ આવવાને અનુભાગ બન્ધ કહે છે.

૪. કર્મોનો આત્માના પ્રદેશો સાથે એક ક્ષેત્રાવગાહ રૂપ જે સંબંધ થવો તેને પ્રદેશબંધ કહે છે.

દિશારૂપ ગમન કરીને એક બે યા ત્રણ ખાંચા કરીને એક બે કે ત્રણ સમયની અંદર ચાલ્યા જાય છે.

જીવાધિકાર સમાપ્ત

## અજીવ દ્રવ્યોનાં નામ અને ભેદો.

**अज्जीवो पुणणेओ पुग्गल धम्मो अधम्म आयासं ।**
**कालो पुग्गल मुत्तो रूवादिगुणो अमुत्ति सेसा दु ॥१६**
**अजीवः पुनः ज्ञेयः पुद्गलः धर्मः अधर्मः आकाशम् ।**
**कालः पुद्गलः मूर्त्तः रूपादिगुणः अमूर्त्ताः शेषाः तु ॥**

**અન્વયાર્થ**—( **पुण** ) વળી ( **पुग्गल** ) પુદ્દગલ ( **धम्मो** ) ધર્મ ( **अधम्म** ) અધર્મ ( **आयासं** ) આકાશ અને ( **कालो** ) કાલ એ પાંચ દ્રવ્યો ( **अज्जीवो** ) અજીવ ( **णेओ** ) જાણવાં. એમાંથી ( **पुग्गल** ) પુદ્દગલદ્રવ્ય ( **रूवादिगुणो** ) રૂપ રસ ગંધ સ્પર્શગુણવાળું ( **मुत्तो** ) મૂર્તિક છે. (**तु**) પણ ( **सेसा** ) બાકીના ( **अमुत्ति** ) અમૂર્તિક છે.

**ભાવાર્થ**—પુદ્દગલ, ધર્મ, અધર્મ, આકાશ ને કાળ એ પાંચ અજીવ-જડ દ્રવ્યો છે. એમાંથી પુદ્દગલ દ્રવ્ય રૂપ, રસ, ગંધ ને સ્પર્શ એ ગુણોવાળું છે ને મૂર્તિક છે. બાકીનાં ચાર દ્રવ્ય ધર્મ, અધર્મ આકાશ ને કાળ એ અમૂર્તિક છે.

---

જેમાં કોઈ પણ પ્રકારની ચેતના નથી તેને અજીવ કહે છે. અજીવ પાંચ પ્રકારના છે. પુદ્દગલ, ધર્મ, અધર્મ, આકાશ અને કાળ. જે વસ્તુને અડકી શકાય છે, ચાખી શકાય છે. ગંધવાળી છે. જે આંખોથી જોઈ શકાય છે એટલે કે જે વસ્તુ ઇન્દ્રિયગોચર છે તે મૂર્તિક કહેવાય છે. બાકીનાં ચાર દ્રવ્ય ઇન્દ્રિયગોચર નથી તેથી અમૂર્તિક કહેવાય છે.

## પુદ્દગલ દ્રવ્યની ( વિભાવવ્યંજન ) પર્યાયો.

**सद्दो बंधो सुहमो थूलो संठाणभेदतमछाया ।**
**उज्जोदादवसहिया पुग्गलदव्वस्स पज्जाया ॥१७॥**
**शब्दः बंधः सूक्ष्मः स्थूलः संस्थानभेदतमश्छाया ।**
**उद्योतातपसहिता पुद्‌गलद्रव्यस्य पर्यायाः ॥१७॥**

અન્વયાર્થ—( **सद्दो** ) શબ્દ ( **बंधो** ) બંધ ( **सुहमो** ) સૂક્ષ્મ ( **थूलो** ) સ્થૂળ ( **संठाणभेदतमछाया** ) સંસ્થાનભેદ, અંધકાર, છાયા ( **उज्जोदादवसहिया** ) ઉદ્યોત અને આતપ સહિત એ બધી ( **पुग्गलदव्वस्स** ) પુદ્દગલ દ્રવ્યની (**पज्जाया**) પર્યાયો છે.

ભાવાર્થ—શબ્દ એટલે અવાજ, ભેદ એટલે કકડા થવા તે બંધ એટલે કકડાનું જોડાઇ જવું તે, સૂક્ષ્મ એટલે બારીક ( નાના ) થવું, સ્થૂલ એટલે મોટા થવું, સંસ્થાન એટલે ગોળ, ચોરસ ત્રીકોણ વગેરે આકારનું થવું તમ એટલે અંધારૂ, છાંયડો, ઉદ્યોત પ્રકાશ આતાપ એટલે તડકો, એ બધું પુદ્દગલમાં જ હોય છે. બીજાં દ્રવ્યોમાં ઉપરની એક પણ બાબત હોતી નથી.

## ધર્મદ્રવ્યનું સ્વરૂપ.

**गइ परिणयाण धम्मो पुग्गलजीवाण गमणसहयारी ।**
**तोयं जह मच्छाणं अच्छंता णेव सो णेई ॥१८॥**
**गतिपरिणतानां धर्मः पुद्‌गलजीवानां गमनसहकारी ।**
**तोयं यथा मत्स्यानां अगच्छतां नैव सः नयति ॥१८॥**

અન્વયાર્થ—( **जह** ) જેમ ( **गइपरिणयाण** ) ગમન કરવામાં પરિણત થએલા (**मच्छाणं**) મત્સ્યોને (**गमणसहयारी**)

---

દ્રવ્યોની સમયે. સમયે પલટાતી અવસ્થાને પર્યાય કહે છે.

ચાલવામાં મદદ કરનાર ( तोयं ) જલ છે તેમ ( गइपरिणयाण ) ગમન કરવાને પરિણત થએલા ( पुग्गल जीवाण ) પુદ્દગલ અને જીવોને ( गमण सहयारी ) ગમન કરવામાં મદદ કરનાર (धम्मो) ધર્મદ્રવ્ય છે. ( सो ) ધર્મદ્રવ્ય ( अच्छंता ) ગમન નહિ કરનાર પુદગલ તથા જીવો ને ( णेव णेई ) કદાપિ ચલાવતું નથી.

**ભાવાર્થ**—ગમન એટલે હાલવા ચાલવાની શક્તિ જીવ અને પુદગલ એ બેજ દ્રવ્યોમાં છે. પરંતુ જેમ માછલાને ચાલવાને માટે જળની જરૂર છે તેમ જીવો અને પુદ્દગલોને હાલવા ચાલવાને માટે એક દ્રવ્યની આવશ્યકતા છે. તેનું નામ ધર્મદ્રવ્ય રાખેલું છે લોકો જેને ધર્મ કહે છે અથવા જેનો પુણ્યપાપ કે મુકિત માર્ગ સાથે સંબંધ છે એવો ધર્મ, એ ધર્મદ્રવ્ય નથી. આતો એક અજીવ દ્રવ્ય છે. અમૂર્તિક છે. લોકમાં સર્વત્ર વ્યાપી રહેલું છે. એ ધર્મ દ્રવ્ય પોતે હાલતું ચાલતું નથી પણ એની મદદથી જીવ અને પુદગલ હલન ચલનની ક્રિયા કરતાં રહે છે. પરંતુ એ ધર્મ દ્રવ્ય કોઈ વસ્તુને હાલવા ચાલવાની પ્રેરણા કરતું નથી. પાણી જેમ માછલાને કહેતું નથી કે તું ચાલ પરંતુ માછલું ચાલે ત્યારે ઉદાસીન ભાવે મદદ થાય છે તેમ ધર્મદ્રવ્ય ઉદાસીન ભાવે જીવ તથા પુદગલને ચાલવામાં મદદ રૂપ થાય છે.

## અધર્મ દ્રવ્યનું સ્વરૂપ.

**ठाणजुदाण अधम्मो पुग्गलजीवाण ठाणसहयारी ।**
**छाया जह पहियाणं गच्छंता णेव सो धरई ॥१९॥**
**स्थानयुतानां अधर्मः पुद्गलजीवानां स्थानसहकारी ।**
**छाया यथा पथिकानां गच्छतां नैव सः धरति ॥ १९॥**

**અન્વયાર્થ**—(जह) જેમ (छाया) છાંયડો (ठाणजुदाण) થોભતા ( पहियाणं ) વટેમાર્ગુને ( ठाणसहयारी ) થોભવામાં

મદદ કરે છે તેમ ( ठाणजुदाण ) થોભવામાં ( पुग्गलजीवाण ) પુદગલ અને જીવોને ( ठाणसहयारी ) થોભવામાં મદદ કરનાર (अधम्मो) અધર્મ દ્રવ્ય છે પરંતુ (सो) તે અધર્મ દ્રવ્ય (गच्छंता) ચાલતાં જીવ પુદગલને ( णेव धरई ) કદાપિ થોભાવતું નથી.

ભાવાર્થ—જેમ ચાલવામાં સહાયક ધર્મદ્રવ્ય છે તેમ જીવો અને પુદ્ગલો થોભવામાં, અટકવામાં કે સ્થિર થવામાં મદદ કરનાર અધર્મ દ્રવ્ય છે. તે પણ અરૂપી છે. અને લોકમાં સર્વત્ર વ્યાપ્ત છે. છાંયડો જેમ પથિકને થોભવાને પ્રેરણા કરતો નથી પરંતુ પથિક થોભે તો ઉદાસીન ભાવે મદદ રૂપ થાય છે, તેમ અધર્મ દ્રવ્ય ચાલતા જીવ તથા પુદગલને થોભવામાં ઉદાસીન ભાવે મદદ રૂપ થાય છે.

## આકાશ દ્રવ્યનું લક્ષણ.

अवगासदाणजोग्गं जीवादीणं वियाण आयासं ।
जेणं लोगागासं अल्लोगागासमिदि दुविहं ॥२०॥
अवकाशदानयोग्यं जीवादीनां विजानीहि आकाशम् ।
जैनं लोकाकाशं अलोकाकाशमिति द्विविधम् ॥२०॥

અન્વયાર્થ—(जीवादीणं) જીવ વગેરે દ્રવ્યોને (अवगासदाण जोग्गं ) અવકાશ આપવાની યોગ્યતાવાલાને (जेणं) જીનેંદ્ર ભગવાને કહેલું ( आयासं ) આકાશ દ્રવ્ય ( वियाण ) જાણે તે આકાશ દ્રવ્ય ( लोगागासं ) લોકાકાશ તથા (अल्लोगागासं) અલોકાકાશ ( इदि ) એમ ( दुविहं ) બે પ્રકારનું છે.

ભાવાર્થ—જે જીવાદિ દ્રવ્યોને રહેવાને સ્થાન આપે તેને આકાશ કહે છે તે સર્વ વ્યાપક છે. તેના બે ભેદ છે લોકાકાશ ને અલોકાકાશ જેટલા આકાશમાં જીવાદિ દ્રવ્યો રહે છે તેને લોકાકાશ કહે છે અને જ્યાં આકાશ દ્રવ્ય સિવાય બીજું દ્રવ્ય

નથી તેને અલોકાકાશ કહે છે. તે લોકાકાશની બહાર છે આકાશ અનંત છે અમૂર્તિક છે. સર્વ વ્યાપક હોવાથી પ્રત્યેક વસ્તુની અંદર તથા બહાર બધી જગ્યાએ આકાશ રહેલું છે.

## લોકાકાશ અને અલોકાકાશના વિભાગ.

धम्माधम्मा कालो पुग्गलजीवा य संति जावदिये ।
आयासेसो लोगो तत्तो परदो अलोगुत्तो ॥२१॥
धर्माधर्मौ कालः पुद्गलजीवाः च सन्ति यावत्के ।
आकाशे सः लोकः ततः परतः अलोकः उक्तः ॥२१॥

અન્વયાર્થ—( जावदिये ) જેટલા ( आयासे ) આકાશમાં ( धम्माधम्मा ) ધર્મ, અધર્મ, ( कालो ) કાળદ્રવ્ય (य) અને ( पुग्गलजीवा ) પુદગલ તથા જીવ દ્રવ્ય ( संति ) છે (सो) તે ( लोगो ) લોકકાશ છે (तत्तो) તેથી (परदो) બહાર (अलोगुत्तो) અલોકાકાશ છે.

ભાવાર્થ—જીવ, પુદગલ, ધર્મ, અધર્મ, ને કાળ એ પાચ દ્રવ્ય જેટલા સ્થાનમા છે તેને લોક કહે છે. એ લોક જેટલા આકાશમાં રહેલું છે તે લોકાકાશ છે અને તેની બહાર અનન્ત આકાશ એટલે આકાશજ આકાશ છે તેને અલોકાકાશ કહે છે.

## કાળ દ્રવ્યનું લક્ષણ.

दव्वपरिवट्टरूवो जोसोकालोहवेइ ववहारो ।
परिणामादीलक्खो वट्टणलक्खो य परमट्टो ॥२२॥
द्रव्यपरिवर्तनरूपः यः सः कालः भवेत् व्यवहारः ।
परिणामादिलक्ष्यः वर्त्तन लक्षणः च परमार्थः ॥२२॥

અન્વયાર્થ—( जो ) જે ( दव्वपरिवट्टरूवो ) દ્રવ્યોનુ

પરિવર્તન કરવાવાળો છે, (सो) પરિણમન આદિ લક્ષણોથી જાણી શકાય છે તે ( ववहारो ) વ્યવહાર ( कालो ) કાળ ( हवेइ ) છે (य) અને ( परिणामादोलक्खो ) ( वट्टण:लक्खो ) વર્તના લક્ષણ જેનું છે તે ( परमट्ठो ) પરમાર્થ કાળ છે.

ભાવાર્થ—દ્રવ્યોની પર્યાયો જેનાથી ફરે છે ( પલટાય છે ) તે સમય, ઘડી, પહોર, દિવસ, મહીનો, વર્ષ વગેરેને વ્યવહાર કાળ કહે છે. તે સંસારની વસ્તુઓનાં પરિવર્તનથી જાણી શકાય છે. પરિણામ ( ફેરફાર ) એનું લક્ષણ છે. દ્રવ્યોનું પુરાણું થવું, અવસ્થામાં ( ઉમરમાં ) એક બીજાથી નાના મોટા એવા પરત્વ, અપરત્વ ભેદને પરિણામ કહે છે. એનાથી વ્યવહાર કાળનું જ્ઞાન થાય છે. અને વર્તના જેનું લક્ષણ છે અર્થાત્ ક્રિયાનો જે આધાર છે. જેનું સમયાદિ રૂપ પરિણમન થાય છે તેને પરમાર્થ કાળ કે નિશ્ચય કાળ કહે છે. નિશ્ચયમાં કાળદ્રવ્ય પદાર્થોના પરિણમનમાં કુંભારના ચાકની ખુંટીની માફક ઉદાસીન રૂપથી સહકારી કારણ છે. એ પદાર્થ પરિણમનમાં સહકારીપણાને જ વર્તના કહે છે અને વર્તના જેનું લક્ષણ છે તેજ કાળાણુ રૂપ નિશ્ચય કાલ છે.

## નિશ્ચયકાળનું વિશેષ સ્વરૂપ.

लोयायासपदेसे इक्केक्के जे ठिया हु इक्केक्का ।
रयणाणं रासीमिव ते कालाणू असंखदव्वाणि ॥२२॥
लोकाकाशप्रदेशे एकैकस्मिन् ये स्थिताः हि एकैकाः ।
रत्नानां राशिः इव ते कालाणवः असंख्यद्रव्याणि ॥

અન્વયાર્થ—(जो) જે ( इक्केक्का ) એક એક ( कालाणू ) કાળના અણુ ( इक्केक्के ) એક એક ( लोयायासपदेसे ) લોકાકાશનાં પ્રદેશમાં ( रययाणं ) રત્નોની ( रासीमिव ) રાશીની પેઠે

(हु) નક્કી ( ठिया ) સ્થિત છે (ते) તે ( असंखदव्वाणि ) અસંખ્યાત દ્રવ્ય છે.

ભાવાર્થ—એક પરમાણુ આકાશની જેટલી જગ્યા રોકે તેને પ્રદેશ કહે છે. લોકાકાશ અસંખ્યાત પ્રદેશી છે. તેના પ્રત્યેક પ્રદેશમાં કાલનો એક એક અણુ રૂપ દ્રવ્ય રહેલો છે તેથી કાળ પણ અસંખ્યાત પ્રદેશી છે સર્વ લોકાકાશમાં રત્નની રાશી પેઠે કાળ દ્રવ્ય ભરેલું છે. રત્નોના ઢગલામાં રહેલા રત્નો જેમ જુદા જુદા છે તેમ એક રૂપ અખંડ માલુમ પડયા છતાં જુદાછે. કાળ દ્રવ્ય લોકાકાશની પેઠે અસંખ્યાત પ્રદેશી છે.

## છ દ્રવ્યોનું ઉપસંહાર અને અસ્તિકાય.

**एवं छब्भेयमिदं जीवाजीवप्पभेददो दव्वं ।**
**उत्तं काल विजुत्तं णायव्वा पंच अत्थिकायादु ॥२४॥**
**एवं षड्भेदं इदं जीवाजीवप्रभेदतः द्रव्यम् ।**
**उक्तं कालवियुक्तं ज्ञातव्याः पञ्च अस्तिकायाः तु ॥२४॥**

અન્વયાર્થ—( एवं ) એ પ્રમાણે ( इदं ) આ ( दव्वं ) દ્રવ્ય (जीवाजीवप्पभेददो) જીવ અને અજીવના ભેદથી (छब्भेयं) છ ભેદ રૂપ ( उत्तं ) કહેલું છે (दु) અને ( कालविजुत्तं ) કાળ-દ્રવ્ય છોડીને ( पंच ) પાંચ દ્રવ્ય ( अत्थिकाया ) અસ્તિકાય ( णायव्वा ) જાણવા જોઇએ.

ભાવાર્થ-દ્રવ્યોના મુખ્ય બે ભેદ છે ૧ જીવને ૨ અજીવ, અજીવના પાંચ ભેદ છે. પુદગલ, ધર્મ અધર્મ આકાશ ને કાળ એ પ્રમાણે એક ને પાંચ મળી છ દ્રવ્ય થયાં એમાંથી જીવ પુદગલ ધર્મ અધર્મ આ-કાશ એ પાંચ દ્રવ્ય અસ્તિકાય છે અને કાળ દ્રવ્ય અસ્તિ છે. (અસ્તિકાયનું લક્ષણ આગલી ગાથામાં કહ્યું છે.)

## અસ્તિકાયનું લક્ષણ.

**संति जदो तेणेदे अत्थीति भणंति जिणवरा जम्हा ।**
**काया इव बहुदेसा तम्हा काया य अत्थिकायाय ॥२५॥**
**सन्ति यतः तेन एते अस्ति इति भणन्ति जिनवराः यस्मात् ।**
**कायाः इव बहुदेशाः तस्मात् कायाः च अस्ति कायाः च ॥२५॥**

**અન્વયાર્થ**—( **जदो** ) કારણ કે ( **एदे** ) એ જીવ વગેરે પાંચ દ્રવ્ય ( **संति** ) છે ( **तेण** ) તે કારણથી તેમને ( **जिणवरा** ) જીન ભગવાને ( **अत्थीति** ) ' અસ્તિ ' એમ ( **भणंति** ) કહે છે. ( **य** ) અને ( **जम्हा** ) જે કારણથી ( **काया इव** ) કાયની જેમ ( **बहुदेसा** ) બહુ પ્રદેશવાળા છે ( **तम्हा** ) તે કારણથી ( **काया** ) કાયા કહે છે ( **य** ) અને એથી તેને ( **अत्थिकाया** ) અસ્તિકાય કહે છે.

**ભાવાર્થ**—અસ્તિ એટલે વિદ્યમાન હોવું. આ ગુણ તો બધા દ્રવ્યોમાં છે તેથી પાચ દ્રવ્યોની સાથે કાળ દ્રવ્ય પણ અસ્તિ છે. પણ જેમ કાય એટલે શરીર બહુ પ્રદેશી છે તેમ જીવ, પુદ્ગલ, ધર્મ અધર્મ, આકાશ એ પાંચ દ્રવ્યો બહુ પ્રદેશી છે તેથી તે દ્રવ્યોને કાયવાન કહે છે, એ રીતે તેમને અસ્તિકાય કહે છે. કાળ દ્રવ્ય કાયાવાનથી કારણે તેના અણુ જુદા જુદા એક એક છે. એમ તે એક પ્રદેશી છે તેથી તેની ગણત્રી અસ્તિકાયમાં નથી. તે ફકત અસ્તિરૂપ છે.

## છ દ્રવ્યોના પ્રદેશોની સંખ્યા.

**होंति असंखा जीवे धम्मा धम्मे अणंत आयासे ।**
**मुत्ते तिविह पदेसा कालस्सेगोण तेण सो काओ ॥२६॥**
**भवन्ति असंख्याः जीवे धर्माधर्मयोः अनन्ताः आकाशे ।**
**मूर्ते त्रिविधाः प्रदेशाः कालस्य एकः न तेन सः कायः ॥**

**અન્વયાર્થ**—(**जीवे**) જીવમાં ( **धम्माधम्मोः** ) ધર્મ તથા અધર્મ દ્રવ્યમાં ( **असंखा** ) અસંખ્યાત (**पदेसा**) પ્રદેશ (**होंति**) છે ( **आयासे** ) આકાશ દ્રવ્યમાં ( **अणत्** ) અનંત પ્રદેશ છે ( **मुत्ते** ) મૂર્ત એટલે પુદ્‌ગલ દ્રવ્યમાં ( **तिविह** ) ત્રણ પ્રકારના—સંખ્યાત, અસંખ્યાત અને અનંત પ્રદેશ છે. (**कालस्य**) કાળ દ્રવ્યનો ( **एगो** ) એક પ્રદેશ છે ( **तेणं** ) તે કારણથી (**सो**) તે (**काओ**) કાય (**ण**) નથી.

**ભાવાર્થ**—લોકાકાશના અસંખ્યાત પ્રદેશ છે અને જીવ પોતાના પ્રદેશોથી સર્વ લોકાકાશમાં ફેલાઇ શકે છે, એ કારણથી જીવ અસંખ્યાત પ્રદેશી છે. ધર્મ તથા અધર્મ દ્રવ્ય લોકાકાશમાં વ્યાપી રહેલાં છે તેથી એ બન્ને અસંખ્યાત પ્રદેશી છે. આકાશને કંઈ સીમા નથી. લોકાકાશ બહાર પણ ફેલાએલું છે તેથી તે અનંત પ્રદેશી છે, પુદ્‌ગલ દ્રવ્યના અનન્ત પરમાણુ છે, પરંતુ એક પરમાણુ છુટો અલગ પણ હોય છે અને બે, દસ સો હજાર લાખ વગેરે પરમાણુ મળીને નાના કે મોટા સ્કંધ પણ થાય છે. જે સ્કંધ રૂપ પુદ્‌ગલ થાય છે તે સંખ્યાત પરમાણુઓ મલીને બને છે, અસંખ્યાત પરમાણુઓ મળીને બને છે અને અનંત પરમાણુઓ મળીને પણ થાય છે તે કારણથી પુદ્‌ગલને સંખ્યાત અસંખ્યાત અને અનંત પ્રદેશી કહ્યું છે પણ કાળના અણુ એક એક છુટા છુટા છે તે મળીને સ્કંધ થતા નથી તેથી તે એક પ્રદેશી છે.

પુદ્‌ગલ દ્રવ્ય લોકાકાશમાં છે અલોકાકાશમાં નથી અને લોકાકાશના અસંખ્યાત પ્રદેશ છે તો પુદ્‌ગલ દ્રવ્યના પ્રદેશ અસંખ્યાતથી વધારે એટલે અનંત કેવી રીતે સમાઇ શકે છે ? એનો ઉત્તર એ છે કે પુદ્‌ગલના પરમાણુ અનંત છે. જેમ લોઢુ, પિતળ વગેરે ધાતુમાં અગ્નિ પ્રવેશ કરે છે એટલે કે જે સ્થાનમાં લોઢા પિતળના પરમાણુ છે તેજ સ્થાનમાં અગ્નિના પણ પરમાણુ જગ્યા લે છે; એજ પ્રકારે ઘણી અવસ્થાઓમાં પુદ્‌ગલમાં અવગાહ એટલે સ્થાન દેવાની કે લે-

વાની શક્તિ હોય છે એ કારણથી એક પ્રદેશમાં પુદગલના અનંત પરમાણુઓ રહે છે તે રીતે અસંખ્યાત પ્રદેશી લોકાકાશમાંજ અનંત પુદગલ પરમાણુ ભરેલા છે. પુદગલ પરમાણુઓ અનંત હોવાથી તેના પ્રદેશો પણ અનંત કહેલા છે.

## પુદ્ગલદ્રવ્યનો એક અણુ પણ કાયવાન છે.

**एयपदेसो वि अणू णाणाखंधप्पदेसदो होदि ।**
**बहुदेसो उवयारा तेणय काओ भणन्ति सव्वण्हु ॥२७॥**
**एकप्रदेशः अपि अणुः नानास्कन्धप्रदेशतः भवति ।**
**बहुदेशः उपचारात् तेन च कायः भणन्ति सर्वज्ञाः ॥**

**અન્વયાર્થ**—( **एयपदेसो** ) એક પ્રદેશવાળો ( **वि** ) પણ ( **अणू** ) પુદગલનો પરમાણુ ( **णाणाखंधप्पदेसदो** ) અનેક સ્કંધ પ્રદેશોથી બનેલો હોવાથી ( **उवयारा** ) ઉપચારથી ( **बहुदेसो** ) બહુપ્રદેષી ( **होदि** ) છે (**य**) અને ( **तेण** ) તેથી ( **सव्वण्हु** ) સર્વજ્ઞ દેવ ( **काओ** ) કાય ( **भणंति** ) કહે છે.

**ભાવાર્થ**—જે વસ્તુ બહુ પ્રદેશી હોય છે તે વસ્તુ કાય કહેવાય છે. જ્યારે અનેક પરમાણુ મળીને સ્કન્ધ થાય છે ત્યારે પુદગલ કાયવાન થાય છે. પુદગલનો એક પરમાણુ કાળના અણુની પેઠે કાયવાન નથી. પરંતુ એવા એવા પરમાણુ મળીને સ્કન્ધ બને છે કારણ કે એ પરમાણુમાં સ્નિગ્ધ. રૂક્ષગુણ હોય છે તેથી ઉપચારથી પુદગલના એક અણુને કાયવાન કહ્યો છે. કાલાણુમાં સ્નિગ્ધ રૂક્ષગુણ નથી હોતા તેથી તેને સ્કન્ધ નહી હોવાની શક્તિની અપેક્ષાથી પણ તેને કાય નથી કહ્યો.

## એક પ્રદેશનું પરિમાણ.

**जावदियं आयासं अविभागी पुग्गलाणु वट्टद्धं ।**
**तं खु पदेसं जाणे सव्वाणुट्ठाणदाणरिहं ॥२८॥**

यावन्मात्रं आकाशं अविभागी पुद्गलाण्वष्टब्धम् ।
तं खलु प्रदेशं जानीहि सर्वाणुस्थानदानार्हम् ॥२८॥

અન્વયાર્થ—( जावदियं ) જેટલાં ( आयासं ) આકાશને (अविभागी) ફરી જેનો ભાગ ન થઇ શકે એવા (पुग्गलाणुवट्टद्धं) પુદગલ પરમાણુથી રોકવામાં આવે (तं) તેને (खु) ખરેખર (पदेसं) પ્રદેશ ( जाणे ) જાણો અને તે ( सव्वाणुट्ठाण दाणरिहं ) સમસ્ત પરમાણુઓને સ્થાન આપવામાં સમર્થ છે.

ભાવાર્થ—સૌથી નાનામાં નાનો અણુ જેનો ભાગ ન થઇ શકે તે પરમાણુ છે. એક પરમાણુ જેટલું સ્થાન રોકે તેને પ્રદેશ કહે છે. એ એક પ્રદેશ ક્ષેત્રમાં કાળનો એક અણુ ધર્મ અધર્મ દ્રવ્યના એક એક પ્રદેશ અને પુદ્દગલનો એક અથવા સંખ્યાત, અસંખ્યાત અનંત અણુ પણ એક ક્ષેત્રાવગાહી થઇને સમાઇ શકે છે.

---

# દ્વિતીય અધીકાર.

## આસ્રવાદિ સપ્ત પદાર્થોનું વર્ણન.

आसव बंधणसंवर णिज्जरमोक्खा सपुण्णपावा जे ।
जीवाजीव विसेसा ते वि समासेण पभणामो ॥२९॥
आस्रव बंधन संवर निर्जरा मोक्षाः सपुण्य पापाः ये ।
जीवाजीवविशेषाः तान् अपि समासेन प्रभणामः ॥२९॥

અન્વયાર્થ—(जे) જે ( जीवाजीवविसेसाः ) જીવ અને અજીવના ભેદ (सपुण्णपावा) પુણ્ય અને પાપ સહિત ( आसव-बंधणसंवरणिज्जरमोक्खा) આસ્રવ બંધ, સંવર નિર્જરા અને મોક્ષ

છે ( **तेवि** ) તેને પણ ( **समासेन** ) સંક્ષેપથી ( **पभणामो** ) કહીએ છીએ.

**ભાવાર્થ**—જીવ અને અજીવ એ બેજ પ્રકારના દ્રવ્ય છે તેનાજ વિશેષ આસ્ત્રાદિ હોય છે જેમકે જીવમાં કર્મોનો આવવું એટલે કર્મોનો આસવ જીવની સાથે કર્મોનો બંધ થવું તે બંધ, કર્મોના આવવાને રોકવાં તેને સંવર, બાંધેલાં કર્મોને ક્રમે ક્રમે દૂર કરવાં તેને નિર્જરા, અને બધા કર્મોને સર્વથા દૂર કરવાં તેને મોક્ષ કહે છે આ આસ્ત્રાદિ પાંચ તત્ત્વો જીવ અને અજીવના સંયોગ અથવા કે વિયોગ થવાથી ઉત્પન્ન થાય છે.

જીવ, અજીવ, આસ્ત્રવ, બંધ, સંવર, નિર્જરા અને મોક્ષ એ સાત તત્વો ગણાય છે.

કર્મ બંધ એ પ્રકારના છે પાપ રૂપ ને પુણ્ય રૂપ, સાત તત્વોની સાથે પાપ ને પુણ્ય મળી નવ પદાર્થ કહેવાય છે.

જીવ અને અજીવનું વર્ણન કરી ગયા. હવે તેના વિશેષ જીવ રૂપ બાકીના પાંચ પદાર્થોનું વર્ણન કરીશું.

## ભાવાસ્રવ અને દ્રવ્યાસ્રવનું લક્ષણ.

**आसवदि जेण कम्मं परिणामेणप्पणो स विण्णेओ ।**
**भावासवो जिणुत्तो कम्मासवणं परो होदि ॥३०॥**
**आस्रवति येनकर्म परिणामेन आत्मनः स विज्ञेयः ।**
**भावास्रवः जिनोक्तः कर्मास्रवणं परः भवति ॥३०॥**

**અન્વયાર્થ**—( **अप्पणो** ) આત્માના ( **जेण** ) જે ( **परिणामेण** ) પરિણામ ( ભાવ ) થી ( **कम्मं** ) કર્મ ( **आसवदि** ) આવે છે ( **स** ) તે ( **जिणुत्तो** ) જીન ભગવાને કહેલો ( **भावासवो** )

ભાવાસ્રવ ( **विण्णेओ** ) જાણવો જ ( **कम्मासवणं** ) પુદ્‌ગલ કર્મોનું જે આવવું છે તે ( **परो** ) બીજો દ્રવ્યાસ્રવ ( **होदि** ) છે.

**ભાવાર્થ**—આત્માના જે રાગાદિ ભાવોથી પુદ્‌ગલ દ્રવ્ય કર્મ રૂપ થઇને આવે છે તે ભાવોને તો ભાવાસ્રવ કહે છે અને પુદ્‌ગલ પરમાણુઓનું કર્મ રૂપ થઇ આવવું તેને દ્રવ્ય આસ્રવ કહે છે.

## ભાવાસ્રવના ભેદ.

**मिच्छत्ताविरदिपमाद जोगकोहादओऽथं विण्णेया ।**
**पण पण पणदह तिय चदु कमसो भेदा दु पुव्वस्स ३१॥**
**मिथ्यात्वाविरतिप्रमादयोग क्रोधादयोऽथ विज्ञेयाः ।**
**पञ्च पञ्च पञ्चदश त्रयः चत्वारः क्रमशः भेदाः तु पूर्वस्य ॥३१**

**અન્વયાર્થ**—( **अथ** )હવે ( **पुव्वस्स** ) પહેલા-ભાવાસ્રવના ( **मिच्छत्ताविरदिपमाद जोगकोहादओ** ) મિથ્યાત્વં, અવિરતિ પ્રમાદ, યોગ, ક્રોધાદિ ( **भेदा** ) ભેદ છે (**दु**) અને તેના (**कमसो**) અનુક્રમે ( **पण-पण-पणदह-तिय-चदु** ) પાંચ, પાંચ, પંદર, ત્રણ અને ચાર ભેદ ( **विण्णेया** ) જાણવા.

**ભાવાર્થ**—મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, યોગ અને ક્રોધાદિક કષાય એ પાંચ ભેદ ભાવ આસ્રવના છે. મિથ્યાત્વના પાંચ, અવિરતિના પાંચ પ્રમાદના પંદર યોગના ત્રણ અને કષાયના ચાર એમ અનુક્રમે ભેદ જાણવા તે બધા મળી ૩૧ ભેદ ભાવાસ્રવના છે.

---

મિથ્યાત્વ-એકાન્ત, વિપરીત, વિનય, સંશય અને અજ્ઞાન.

અવિરતિ-હિંસા, અસત્ય, ચોરી કુશીલ અને પરિગ્રહ એ પાંચ ને આકાંક્ષા રૂપ થવું તે અવિરતિ છે.

પ્રમાદ--**विकहा तहा कसाया इंदिय णिद्दा तहेव पणओ य ।**
**चदु चदुपणमेगेगं होंति पमादा हु पण्णरसा ॥**

## દ્રવ્યાસવના ભેદ.

**णाणावरणादीणं जोग्गं जं पुग्गलं समासवदि ।**
**दव्वासवो स णेओ अणेयभेओ जिणक्खादो ॥३२॥**
**ज्ञानावरणादीनां योग्यं यत् पुद्गलं समास्रवति ।**
**द्रव्यास्रवः सः ज्ञेयः अनेकभेदः जिनाख्यातः ॥३२॥**

અન્વયાર્થ--( **णाणावरणा दीणं** ) જ્ઞાનાવરણાદિ કર્મરૂપ ( **जोग्गं** ) થવાનેયોગ્ય (**जं**) જે (**पुग्गलं**) પુદ્દગલ દ્રવ્ય (**समास-वदि**). આવે છે (**स**) તે ( **जिणक्खादो** ) જીનેંદ્ર ભગવાને કહેલો ( **अणेयभेदो** ) અનેક ભેદ રૂપ (**दव्वासवो**) દ્રવ્યાસ્ત્રવ (**णेओ**) જાણવો જોઇએ.

ભાવાર્થ--એક વસ્તુમાં બીજી વસ્તુ ભળવાથી વિકાર ઉત્પન્ન થાય છે જીવમાં વિકાર ઉત્પન્ન કરવાને તેમાં અજીવ પદાર્થોનું ભળવું જરૂરનું છે અજીવ દ્રવ્યોમાં ધર્મ અધર્મ આકાશને કાલ એ ચાર દ્રવ્યોમાં મળી જવાની કે વિકારી થવાની શક્તિ નથી તે તો શુદ્ધજ રહે છે. પણ જીવ અને પુદ્દગલ એક બીજાને સાથે મલવાથી વિકારી થાય છે. માટે જીવના રાગાદિ ભાવોના નિમિત્તથી પુદ્દગલ પરમાણુ કર્મરૂપ થઇને તેની સાથે અમુક પ્રકારની પુલદાન શક્તિ અને પ્રવૃત્તિ સાથે અમુક સમયની અવધિ લઇને બંધાઇ જાય છે.

પુદ્દગલ દ્રવ્ય અનેક પર્યાયો ધારણ કરે છે. જે દુધ માણસના શરીરમાં શરીરના આકારની સાત ધાતુઓ બને છે તેજ દુધ બિલાડીના

---

**विकथाः तथा कषायाः इन्द्रियाणि निन्द्रा यथैव प्रणयश्च ।**
**चत्वारः चत्वारः पञ्च यजुवुं भवन्ति प्रमादा रक्लु पञ्चदश ॥**

૪ હિકથા, ૪ કષાય, ૫ ઇન્દ્રિયો, ૧ નિદ્રા અને ૧ પ્રણય-(રાગ) ( સ્નેહ ) એ ૧૫ પ્રમાદ શુદ્ધ આત્મ અનુભવથી ડગવું સાવધાન ન રહેવું વ્રતાદિકમાં અનાદર કરવો પ્રમાદ છે.

યોગ—મન વચન કાંયા.
કષાય—ક્રોધ માન. માયા લોભ આત્માને કષે તે કષાય.

શરીરમાં જવાથી બિલાડી સ્વરૂપેબને છે અને તેજ દુધ સાપના શરીરમાં સર્પાકારે બને છે એ પ્રમાણે જીવાત્મામાં ભાવ આસ્રવની દ્વારા પરિણમન પામીને તે જીવાત્માની સમીપના પુદગલ પરમાણુ આકર્ષિત થઇને કર્મ-રૂપ બની જાય છે અને જેમ બીજ કે ઝાડથી આકર્ષિત માટી પાણી, વાયુ, તાપ વગેરેના પરમાણુ ઝાડનાં મૂળ, થડ ટોચ ફળ પાંદડુ વગેરે રૂપ ઘણી પર્યાયોને ધારણ કરે છે તેમ જીવના ભાવ આસ્રવથી આકર્ષિત થઇ આત્મા પાસે આવે છે જે દ્રવાસ્રવ કહેવાય છે તે જ્ઞાનાવરણ આદિક અનેક પ્રકારના હોય છે. કર્મના મોટા ભેદ આઠ છે જ્ઞાનાવરણીય દર્શના વરણીય વેદનીય મોહનીય આયુ, નામ, ગોત્ર, ને અંતરાય.

## ભાવબંધને દ્રવ્યબંધનું લક્ષણ.

**बज्झदि कम्मं जेण दु चेदणभावेण भावबंधो सो ।**
**कम्मादपदेसाणं अण्णोण्णपवेसणं इदरो ॥३३॥**
**वध्यते कर्मयेन तु चेतनभावेन भावबन्धः सः ।**
**कर्मात्म प्रदेशानां अन्योऽन्य प्रवेशनं इतरः ॥३३॥**

**અન્વયાર્થ**—(**जेण**) જે ( **चेदणभावेण** ) ચૈતન્ય ભાવથી ( **कम्मं** ) કર્મ (**बज्झदि**) બંધાય છે એટલે કે આત્માના પ્રદેશોમાં ભળી જાય છે (**सो**) તે ( **भावबंधो** ) ભાવબંધ છે (**दु**) અને ( **कम्मादपदेसाणं** ) કર્મ અને આત્માના પ્રદેશોનું ( **अण्णोण्ण पवेसणं** ) પરસ્પર એકક્ષેત્રાવગાહ એટલે કે એકમેક થઇ જવું તે ( **इदरो** ) બીજો દ્રવ્યબંધ છે.

**ભાવાર્થ**—આત્માના જે ભાવથી જીવાત્મામાં કર્મબંધ થાય છે તે વિકાર ભાવને ભાવબંધ કહે છે અને તે વિકાર ભાવનાં કારણ કર્મનાં પુદગલ પરમાણુઓનું આત્માના પ્રદેશોમાં દુધને પાણીની માફક મળી જવું થાય છે. તેને દ્રવ્ય બંધ કહે છે.

# બંધના ભેદ અને તેનાં કારણ.

**पयडिट्ठिदि अणुभागप्पदेसभेदादु चदुविधो बंधो ।**
**जोगा पयडिपदेसा ठिदिअणुभागा कसायदो होंति ॥३४॥**
**प्रकृतिस्थित्यनुभागप्रदेशभेदात् तु चतुर्विधः बन्धः ।**
**योगात् प्रकृतिप्रदेशौ स्थित्यनुभागौ कषायतः भवतः ॥३४॥**

અન્વયાર્થ—(**बंधो**) બંધ (**पयडिट्ठिदि अणुभागप्पदेस-भेदा**) પ્રકૃતિ, સ્થિતિ, અનુભાગ અને પ્રદેશના ભેદથી (**चदुव्विधो**) ચાર પ્રકારના છે એમાંથી (**पयडिपदेसादु**) પ્રકૃતિ અને પ્રદેશ બન્ધ તો (**जोगा**) યોગથી એટલે કે મન વચન કાયની ક્રિયાથી (**होंति**) થાય છે અને (**ठिदिअणुभागा**) સ્થિતિ અને અનુભાગ બંધ (**कषायदो**) કષાયોથી થાય છે.

ભાવાર્થ—કષાયથી જે યોગ થાય છે અર્થાત કષાય સહિત મન વચન કાયાની જે ક્રિયાઓ થાય છે તેને લેશ્યા કહે છે તેનાથી બન્ધ થાય છે. કષાય રહિત મન વચન કાયની ક્રિયાથી પ્રકૃતિ અને પ્રદેશ બંધ થાય છે. કષાય સહિત યોગથી સ્થિતિ અને અનુભાગ બંધ થાય છે.

કષાય રહિત યોગથી કર્મ આસ્રવ તો થાય છે ને તે સાતાવેદનીને રૂપ લે છે એટલે કે તે કર્મની સાતા (પુણ્ય) પ્રકૃતિ અવશ્ય રહે છે અને જ્યારે કર્મ કોઇ પ્રકૃતિનું થયું તો તે આત્માના પ્રદેશોમાં એક ક્ષેત્રાવગાહ રૂપ પણ થાય છે. એ રીતે પ્રકૃતિ અને પ્રદેશ બે વાતો ઉત્પન્ન થઇ જાય છે પરંતુ કષાયના અભાવથી તે કર્મ જીવાત્મા સાથે એક સમયથી વધારે ટકી શકતું નથી. એટલે તે કર્મ ઉત્પન્ન થઇને તરત નાશ પામે છે. ને જેની સ્થિતિ છે જે જેમાં રસ છે તેકર્મની સ્થિતિ અને અનુભાગ કષાયથી જ ઉત્પન્ન થાય છે મોહ યોગ કષાય સહિત

હોય તો ચારે પ્રકારનું કર્મ બન્ધ થાય છે. આ કર્મ બન્ધના કારણોના ભેદ છે.

## ભાવસંવર અને દ્રવ્ય સંવરનું લક્ષણ.

**चेदणपरिणामो जो कम्मस्सासवणिरोहणे हेऊ ।**
**सो भावसंवरो खलु दव्वासवरोहणे अण्णो ॥३५॥**
**चेतनपरिणामः यः कर्मणः आस्रवनिरोधने हेतुः ।**
**सः भावसंवरः खलु द्रव्यास्रवरोधने अन्यः ॥३५॥**

અન્વયાર્થ—(**जो**) જે (**चेदणपरिणामो**) આત્માના ભાવ (**कम्मस्स**) કર્મોના (**आसवणिरोहणे**) આસ્રવનો અટકાવ કરવામાં (**हेऊ**) કારણ છે (**सो**) તે (**खलु**) નિશ્ચયથી (**भावसंवरो**) ભાવસંવર છે અને જે (**दव्वासवरोहणे**) દ્રવ્ય કર્મોના આસ્રવને રોકવામાં કારણ છે તે ((**अण्णो**) બીજું દ્રવ્ય સંવર છે.

**ભાવાર્થ**—કર્મોને ન આવવા દેવાં, કર્મોને આવતાં રોકવાં તે સંવર છે. જે ભાવોથી કર્મનું આવવું બંધ થાય છે, તે આત્માના પરિણામ ભાવસંવર કહેવાય છે. અને તે કર્મોના રોકાવાથી પુદ્ગલ પરમાણુ કર્મરૂપ થતા અટકે છે તે દ્રવ્યસંવર કહેવાય છે.

## ભાવસંવરના ભેદ.

**वदसमिदीगुत्तीओ धम्माणुपिहा परीसहजओ य ।**
**चारित्तं बहुभेयं णायव्वा भावसंवर विसेसा ॥३६॥**

---

મરંભ સમારંભ આરંભ મન વચ તન કીનો પ્રારંભ
કૃત કારિત મોદન કરકે ક્રોધાદિ ચતુષ્ટય ધરકે
એમ કર્મબંધના અનેક ભેદ છે.

**व्रतसमितिगुप्तयः धर्मानुप्रेक्षाः परिषहजयश्च ।**
**चारित्रं बहुभेदं ज्ञातव्याः भावसंवर विशेषाः ॥३६॥**

**અન્વયાર્થ**—( **वदसमिदीगुत्तिओ** ) વ્રત, સમિતિ, ગુપ્તિ ( **धम्माणुपिहा** ) ધર્મ, અનુપ્રેક્ષા, ( **परीसहजओ** ) પરિષહજય ( **य** ) અને ( **बहुभेयं** ) અનેક પ્રકારનું ( **चारित्तं** ) ચારિત્ર એ ( **भावसंवरविसेसा** ) ભાવસંવરના ભેદ ( **णायव्वा** ) જાણવા જોઇએ.

**ભાવાર્થ**—પોતાના શુદ્ધ આત્માના ભાવોમાંજ મગ્ન રહેવું-રાગદ્વેષાદિ વિકલ્પોથી રહિત થવું-તે નવીન કર્મોને થતાં રોકવાનું કારણ છે. એવી શુદ્ધ અવસ્થાની પ્રાપ્તિ વ્રત, સમિતિ વગેરેથી થાય છે.

---

વ્રત—નિશ્ચયથી રાગદ્વેષ વગેરે વિકલ્પોથી રહિત થવું તે. અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એમ પાંચ વ્રત છે.

સમિતિ—પોતાના શરીરથી અન્ય જીવોને પીડા ન થાય એ ઇચ્છાથી યત્નાચાર રૂપ પ્રવૃત્તિ કરવી તે ઇર્યા, ભાષા, એષણા આદાન-નિક્ષેપણ અને ઉત્સર્ગ એમ પાંચ સમિતિ છે.

ગુપ્તિ—મન વચન, કાયાના વ્યાપાર (ક્રિયા) ને વશ કરવો યા રોકવો તે. મન, વચન અને કાય એમ ત્રણ ગુપ્તિ છે.

ધર્મ—ક્ષમા, માર્દવ, આર્જવ, સત્ય, શૌચ, સંયમ, તપ, ત્યાગ, આકિંચન્ય અને બ્રહ્મચર્ય એ દશ ધર્મ છે,

અનુપ્રેક્ષા—ફરી ફરી વિચાર કરવો-ચિંતવન કરવું તેને અનુપ્રેક્ષા કે ભાવના કહે છે. તે કલ્યાણકારી ભાવનાઓ બાર છે. અનિત્ય, અશરણ, સંસાર, એકત્વ, અન્યત્વ, અશુચિત્વ આસ્રવ સંવર, નિર્જરા લોક, બોધિદુર્લભ અને ધર્મ.

પરિષહ જય—બાવીસ પ્રકારના પરિષહ—સ્વયમેવ કર્મના ઉદયથી આવેલી પીડાઓ-તે રાગદ્વેષ અને કલુષતા રહિત સહન કરવા તેને પરીષહ

## નિર્જરાનું લક્ષણ તથા ભેદ.

**जहकालेण तवेण य भुत्तरसं कम्मपुग्गलं जेण ।**
**भावेण सडदि णेया तस्सडणं चेदि णिज्जरा दुविहा ॥३८**
**यथाकालं तपसा च भुक्तरसं कर्मपुद्गलं येन ।**
**भावेन सडति ज्ञेया तत्सडनं चेति निर्जरा द्विविधा ॥३७॥**

**અન્વયાર્થ**—( **जहकालेण** ) યોગ્ય સમયે એટલે કે કર્મોની સ્થિતિ પૂરી થયા પછી (**भुत्तरसं**) જેનું સુખદુઃખ રૂપ ફળ ભોગવી લીધું છે તે ( **कम्मपुग्गलं** ) કર્મપુદ્ગલ ( **जेण** ) જે ( **भावेण**) ભાવથી એટલે આત્માના પરિણામથી ( **सडदि** ) છુટે છે, લડે છે તે સવિપાક ભાવનિર્જરા છે. (**य**) તથા (**तवेण**) તપથી જે આત્માના ભાવોથી કર્મપુદ્ગલ ખરે છે તે અવિપાક ભાવ નિર્જરા છે. (**च**) અને (**तस्सडणं**) તે કર્મોનું છુટી જવું, ખરી જવું-દ્રવ્ય નિર્જરા છે. (**इदि**) એમ ( **णिज्जरा** ) નિર્જરા ( **दुविहा** ) બે પ્રકારે (**णेया**) જાણવી.

**ભાવાર્થ**—કર્મનો આત્માથી છુટી જવું તે નિર્જરા. તેના ભાવ નિર્જરા ને દ્રવ્ય નિર્જરા એમ બે ભેદ છે, ભાવ નિર્જરાના બે ભેદ છે-સવિપાક ને અવિપાક. કર્મોની સ્થિતિ પૂરી થતાં તેનું ફળ આપીને આત્માના જે ભાવોથી કર્મો મળી જાય છે તે સવિપાક

---

જય કહે છે. ક્ષુધા, તૃષા, શીત, ઉષ્ણ, નાગાર હેવું, યાચના, અરતિ, અલાભ, દંશ, આક્રોશ, રોગ, મલ, તૃણસ્પર્શ, અજ્ઞાન, અદર્શન, પ્રજ્ઞા, સત્કારપુરસ્કાર, શય્યા વધબંધન, નિષદ્યા, સ્ત્રી, દંશમસક.

ચારિત્ર—આત્મ સ્વરૂપમાં સ્થિર થવું તે. સમાયિક, છેદોપસ્થાપના, પરિહાર વિશુદ્ધિ સૂક્ષ્મસાંપરાય, યથાખ્યાત એમ પાંચ પ્રકારનું ચારિત્ર છે.

આપીને આત્માના જે ભાવોથી કર્મો મટી જાય છે તે સવિપાક ભાવનિર્જરા છે. ને તે બધા સંસારી જીવોને હોય છે. અને જે ભાવોથી તપદ્વારા કર્મોને આબાધાકાલ એટલે સમયની પહેલાં ઉદયમા લાવીને ફળ ભોગવીને ખેરવી દેવામાં આવે તે અવિપાક ભાવનિર્જરા છે આ મુનિઓને હોય છે. પુદ્દગલ કર્મોનું ખરી જવું એટલે—આત્મા તથા પુદ્દગલ કર્મોના પ્રદેશોનું પરસ્પર છુટા થવું—તે દ્રવ્ય નિર્જરા છે.

## મોક્ષનું લક્ષણ તથા ભેદ.

**सव्वस्स कम्मणो जो खयहेदू अप्पणो हु परिणामो ।**
**णेओ स भावमोक्खो दव्वविमोक्खो य कम्मपुधभावो ॥३८॥**
**सर्वस्य कर्मणः यः क्षयहेतुः आत्मनः हि परिणामः ।**
**ज्ञेयः सः भावमोक्षः द्रव्यविमोक्षः च कर्मपृथग्भावः ॥३८॥**

અન્વયાર્થ—( **जो** ) જે ( **अप्पणो** ) આત્માના ( **परिणामो** ) ભાવ ( **सव्वस्स** ) બધા (**कम्मणो**) કર્મોના (**खयहेदू**) ક્ષયનું કારણ છે (**स**) તે (**हु**) જ ( **भावमोक्खो** ) ભાવમોક્ષ ( **णेओ** ) જાણવો (**य**) અને જે ( **कम्मपुधभावो** ) દ્રવ્ય કર્મો આત્માથી જુદા થઈ જાય છે તે ( **दव्वविमोक्खो** ) દ્રવ્યમોક્ષ છે.

**ભાવાર્થ**—સર્વ કર્મોના ક્ષયનું કારણ જે આત્માના શુદ્ધ ભાવ છે તે ભાવ મોક્ષ છે અને આત્માથી સર્વે કર્મોનું અલગ—છુટા—થવું તે દ્રવ્ય મોક્ષ છે. સર્વે કર્મનો નાશ થઇને એટલે જીવાત્માનું શુદ્ધ થવું તેનું નામ મોક્ષ છે એકવાર કર્મોથી રહિત થઇને અને નિજ શુદ્ધ પરમાનંદ સ્વરૂપ પ્રાપ્ત કરીને એ જીવ ફરી કર્મના બંધમાં પડતો નથી મોક્ષ અવસ્થા અનંત—કાયમની—છે.

## પૂણ્ય અને પાપનું વર્ણન.

**सुह असुह भावजुत्ता पुण्णं पावं हवंति खलु जीवा ।**
**सादं सुहाउ णामं गोदं पुण्णं पराणि पावं च ॥३९॥**

शुभाशुभभावयुक्ताः पुण्यं पापं भवन्ति खलु जीवाः ।
सातं शुभायुः नाम गोत्रं पुण्यं पराणि पापं च ॥३९॥

અન્વયાર્થ—( जीवा ) જીવો ( सुहअसुहभावजुत्ता ) શુભ અને અશુભ ભાવોથી યુક્ત હોઇને ( खलु )ખરેખર (पुण्णं) પુણ્ય રૂપ અને ( पावं ) પાપ રૂપ ( हवंति ) હોય છે. (सादं) સાતાવેદનીય ( सुहाउ ) શુભ આયુ ( णामं ) શુભ નામ કર્મ અને ( गोदं ) ઉચ્ચ ગોત્ર એ ( पुण्णं ) પુણ્ય છે (च) અને (पराणि) બીજા કર્મ ( पावं ) પાપ છે.

ભાવાર્થ—શુભ પરિણામથી પૂણ્યને અશુભથી પાપ થાય છે, કર્મોના બે ભેદ છે ૧ ઘાતીયા જે આત્માના ગુણોનો ઘાત કરે છે તે અને બીજું અઘાતીયા–જે મૂલ ગુણોનો ઘાત કરતા નથી. જ્ઞાનાવરણી દર્શનાવરણી મોહની અને અંતરાય એ ચાર ઘાતીયાં કર્મ છે તેથી તે તો પાપ કર્મજ છે બાકીના ચાર કર્મોમાં વેદની કર્મમાં સાતા વેદની પુણ્ય કર્મ છે અસાતાવેદની પાપ કર્મ છે આયુ કર્મમાં દેવ આયુ મનુષ્ય આયુ અને તિર્યંચ આયુ એ ત્રણ પુણ્ય કર્મ છે અને નરક આયુ પાપ કર્મ છે નામ કર્મની ૯૩ પ્રકૃતિઓમાં ૫૩ પ્રકૃતિઓ પુણ્ય રૂપ છે અને ગોત્રકર્મમાં ઉચ્ચગોત્ર પુણ્ય અને નીચ ગોત્ર પાપ છે. પૂણ્ય પાપ પણ બે પ્રકારે છે ભાવરૂપ ને દ્રવ્ય રૂપ શુભ ભાવોથી યુક્ત જીવ ભાવ પુણ્ય અને અશુભ ભાવોથી યુણ્ય યુક્ત જીવ ભાવ પાપ છે તથા પુદ્ગલ કર્મોને દ્રવ્ય સ્વરૂપ પુણ્ય પાપ કહે છે. આ સાત તત્વ નવ પદાર્થ પ્રતિપાદક બીજો અધિકાર પૂર્ણ થયું.

———

# તૃતીય અધીકાર.

## વ્યવહાર તથા નિશ્ચય મોક્ષ માર્ગ.

**सम्मद्दंसण णाणं चरणं मोक्खस्स कारणं जाणे ।**
**ववहारा णिच्छयदो तत्तियमइओ णिओ अप्पा ॥४०॥**
**सम्यग्दर्शनं ज्ञानं चरणं मोक्षस्य कारणं जानीहि ।**
**व्यवहारात् निश्चयतः तत्त्रितयमयः निजः आत्मा ॥४०॥**

**અન્વયાર્થ:**—(**ववहारा**) વ્યવહાર નયથી ( **सम्मद्दंसणणाणं चरणं** ) સમ્યગ્દર્શન સમ્યગ્જ્ઞાન અને સમ્યક ચારિત્ર એ ત્રણેની એકતા ( **मोक्खस्स** ) મોક્ષનું ( **कारणं** ) કારણ ( **जाणे** ) જાણો અને ( **णिच्छयदो** ) નિશ્ચયથી ( **तत्तियमइओ** ) તે ત્રણ સ્વરૂપ એટલે સમ્યક દર્શન સમ્યક જ્ઞાન અને સમ્યક ચારિત્ર સ્વરૂપ (**णिओ**) નિજ ( **अप्पा** ) આત્મા મોક્ષનું કારણ છે.

**ભાવાર્થ**—સાચી શ્રદ્ધા, સાચુ જ્ઞાન અને સાચુ આચરણ એ ત્રણે વસ્તુની એકયતાથી મોક્ષની સિદ્ધિ થાય છે વાસ્તવમાં એ ત્રણે ગુણ આત્માના છે તેથી નિશ્ચયનયથી એ ત્રણેમય પોતાના આત્માનેજ મોક્ષનું કારણ જાણો.

## રત્નત્રય સ્વરૂપ આત્માજ મોક્ષનું કારણ.

**रयणत्तयं ण वट्टइ अप्पाणं मुयतु अण्णदवियम्हि ।**
**तम्हा तत्तियमइओ होदि हु मोक्खस्स कारणं आदा ॥४१॥**

**रत्नत्रयं न वर्तते आत्मानं मुक्त्वा अन्यद्रव्ये ।**
**तस्मात् तत्त्रितयमयः भवति खलु मोक्षस्य कारणं आत्मा ॥**

અન્વયાર્થ—( रयणत्तयं ) રત્નત્રય ( अप्पाणं ) આત્માને ( मुयत्तु ) છોડીને ( अण्णदवियम्हि ) અન્ય દ્રવ્યમાં ( ण वट्टइ ) રહેતાં નથી ( तम्हा ) તેથી ( तत्तियमइओ ) રત્નત્રય-મથી ( आदा ) આત્મા (हु) જ ( मोक्खस्स ) મોક્ષનું ( कारणं ) કારણ ( होदि ) છે.

ભાવાર્થ—દર્શન, જ્ઞાન અને ચારિત્ર આત્મામાંજ હોયછે. તે સિવાય પુદગલ ધર્મ અધર્મ આકાશ અને કાળ એ પાંચ દ્રવ્યોમાંથી કોઇ દ્રવ્યમાં પણ દર્શન જ્ઞાન ચારિત્ર હોઈ શકતું નથી. કારણ એ પાંચે દ્રવ્યો અજીવ છે તેથી ઉક્ત રત્નત્રય યુક્ત જીવાત્માજ વાસ્તવમાં મોક્ષનું કારણ છે એજ રત્નત્રયનો ધારણ કરનાર છે.

## સમ્યગ્દર્શનનું સ્વરૂપ.

जीवादीसद्दहणं सम्मत्तं रूवमप्पणो तं तु ।
दुरभिणिवेसविमुक्कं णाणं सम्मं खु होदि सदिजम्हि ॥४२॥
जीवादिश्रद्धानं सम्यक्त्वं रूपं आत्मनः तत् तु ।
दुरभिनिवेश विमुक्तं ज्ञानं सम्यक् खलु भवति सति अस्मिन् ॥

અન્વયાર્થ—( जीवादीसद्दहणं ) જીવાદિ તત્વોનું શ્રદ્ધાન ( सम्मत्तं ) સમ્યક્ત્વ અર્થાત સમ્યક દર્શન છે (तं) તે (अप्पणो) આત્માનું (रूवं) સ્વરૂપ ( આત્માના ખાસ સ્વભાવ ગુણ કે ધર્મ ) છે (तु) તથા (जम्हि सदि ) જેના હોવાથી (खु) નિશ્ચય કરીને ( णाणं ) જ્ઞાન ( दुरभिणिवेस विमुक्कं ) વિપરીત અભિપ્રાયોથી રહિત થઇને ( सम्मं ) સમ્યક રૂપ અર્થાત સમ્યક જ્ઞાન રૂપ (होदि) થાય છે.

ભાવાર્થ--સમ્યક દર્શન થયા પહેલાં જો કે જ્ઞાન હોય છે તો પણ તે મિથ્યા જ્ઞાન છે. સમ્યક દર્શન થવા પછી એજ જ્ઞાન સમ્યગ્જ્ઞાન થાય છે. અર્થાત તેજ જ્ઞાન સમ્યગ્દર્શન થતાંજ સંશય વિપર્યય ને

અનધ્યવસાય ( જો કે જ્ઞાનના દોષો હોય છે. ) થી રહિત થવાથી સમ્યગ્જ્ઞાન રૂપ થઈ જાય છે.

જાણવું એટલે જ્ઞાન યકીન કરવું એટલે શ્રદ્ધા કરવી એ બન્ને જુદી વસ્તુઓ છે.

## સમ્યકજ્ઞાનનું સ્વરૂપ.

**संसय विमोह विब्भम विवज्जियं अप्पपरसरूवस्स ।**
**गहणं सम्मं णाणं सायारमणेयमेयं च ॥ ४२ ॥**
**संशय विमोह विभ्रम विवर्जितं आत्मपरस्वरूपस्य ।**
**ग्रहणं सम्यग्ज्ञानं साकारं अनेक भेदं च ॥४३॥**

**અન્વયાર્થ**—( **संसयविमोह विब्भमविवज्जियं** ) સંશય, વિપર્યય અને અનધ્યવસાય રહિત ( **सायारं** ) આકાર સહિત ( **अप्पपरसरूवस्स** ) પોતાના અને પરના સ્વરૂપને ( **गहणं** ) ગ્રહણ કરવું–જાણવું તે ( **सम्मं णाणं** ) સમ્યક જ્ઞાન છે (**च**) અને તે ( **अणेयभेयं** ) અનેક ભેદ રૂપ છે.

**ભાવાર્થ**—સંશય, વિભ્રમ ( વિપર્યય ) વિમોહ (અનધ્યવસાય) રૂપ કુજ્ઞાનથી રહિત આપા પરનું એટલે આત્માનું અને પર પદાર્થોના સ્વરૂપને જાણવું તે સમ્યક જ્ઞાન છે, તે આકાર સહિત એટલે કે સવિકલ્પક છે તેના અનેક ભેદ છે. સંશય એટલે શંકાવાળુ વિપરીત એટલે ઉલટુ, અને અનધ્યવસાય એટલે મોહ ( મૂર્ચ્છાવાળુ )

મતિ શ્રુત અવધિ મનઃપર્યય ને કેવળ એ સમ્યક જ્ઞાનના મુખ્ય ભેદ છે. તેજ પ્રમાણ છે.

## દર્શનોપયોગનું સ્વરૂપ.

**जं सामण्णं गहणं भावाणं णेव कट्टुमायारं ।**
**अविसेसिदूण अट्ठे दंसणमिदि भण्णये समये ॥४४॥**

**यत् सामान्यं ग्रहणं भावानां नैव कृत्वा आकारम् ।**
**अविशेषयित्वा अर्थान् दर्शनं इति भण्णते समये ॥४४॥**

**અન્વયાર્થ**—(**अट्ठे**) પદાર્થોની ( **अविसेसिदूण** ) વિશેષતા ન કરીને અને ( **आयारं** ) આકારને એટલે વિશેષ સ્વરૂપને ( **णेव कट्टु**) ગ્રહણ ન કરીને (**जं**) જે ( **भावाणं** ) પદાર્થોને (**सामण्णं**) સામાન્ય ( **गहणं** ) ગ્રહણ કરવા એટલે જાણવા તે ( **दंसणं** ) દર્શન છે ( **इदि** ) એ રીતે ( **समये** ) શાસ્ત્રોમાં ( **भण्णये** ) કહ્યું છે.

**ભાવાર્થ**—આ સફેદ છે કાળુ છે નાનું છે મોટું છે ઘડો છે વગેરે રૂપથી પદાર્થોને જુદા ન કરીને અને વિકલ્પો ન કરીને પદાર્થોનું જે સામાન્ય ગ્રહણ એટલે અસ્તિત્વ માત્રને ગ્રહણ કરવું તેને આગમમાં દર્શન કહ્યું છે.

સંસારમાં જુદા જુદા ચિન્હોવાળી અનેક વસ્તુઓ છે. જ્યાંસુધી ફક્ત ' કાંઇ વસ્તુ ' છે એટલુંજ જાણવામાં આવે પરંતુ કઇ વસ્તુ છે તે જ્ઞાન થતું નથી તેને દર્શન કહે છે.

જૈન શાસ્ત્રોમાં દર્શન શબ્દ બે અર્થોમાં વપરાયેલો છે દર્શનનો એક અર્થ શ્રદ્ધાનો છે અને બીજો અર્થ સામાન્ય બોધનો જોવાનો એટલે કે નિર્વિકલ્પ સત્તા માત્રને જોવાનો છે. શાસ્ત્રોમાં જ્યાં રત્નત્રય એટલે દર્શન જ્ઞાનને ચારિત્રનું કથન છે અથવા દર્શન સમ્યક્ત્વ સંબંધમાં હોય ત્યાં દર્શનનો અર્થ શ્રદ્ધાન છે અને જ્યાં ઉપયોગના ભેદોનું વર્ણન છે ત્યાં સામાન્ય જ્ઞાન એટલે મહા સત્તા માત્રના જ્ઞાનને દર્શન કહ્યું છે. દર્શન એટલે શ્રદ્ધાન તે મોહની કર્મના ક્ષય કે ઉપશમ કે ક્ષયોપશમથી થાય છે જ્યારે દર્શન એટલે સત્તા માત્રનું-જ્ઞાન દર્શનાવરણી કર્મના ક્ષય અથવા કે ક્ષયોપશમથી થાય છે.

## દર્શન અને જ્ઞાન ઉત્પન્ન થવાનો નિયમ.

दंसणपुव्वं णाणं छदुमत्थाणं ण दुण्णि उवओगा ।
जुगवं जम्हा केवलिणाहे जुगवं तु ते दो वि ॥४५॥
दर्शन पूर्वं ज्ञानं छद्मस्थानां न द्वे उपयोगौ ।
युगपत् यस्मात् केवलिनाथे युगपत् तु तौ द्वौ अपि ॥४५॥

અન્વયાર્થ—( छदुमत्थाणं ) છદ્મસ્થોને (ક્ષયોપશમ જ્ઞાનીઓને) ( दंसणपुव्वं ) દર્શન પૂર્વક ( णाणं ) જ્ઞાન થાય છે ( जम्हा ) કારણ કે ( दुण्णि ) બંને ( उवओगा ) ઉપયોગ ( जुगवं ) એક સાથે (ण) નથી થતા (तु) પણ ( केवलिणाहे ) કેવળજ્ઞાનીઓને (ते) તે ( दो वि ) બંને ઉપયોગો ( जुगवं ) એક સાથેજ થાય છે.

ભાવાર્થ—જે જીવ સર્વજ્ઞ નથી તેને પ્રથમ દર્શન થાય છે પછી જ્ઞાન થાય છે. વસ્તુનું જ્ઞાન થતા પહેલાં ' કંઈ ' છે એવું જાણવામાં આવે છે તે દર્શન છે તે થયા પછી કાળી ધોળી કે ધન કે બગલું છે એમ વસ્તુ છે એમ જાણીએ છીએ આપણે તો દૃષ્ટિ પડતાજ વસ્તુને જાણી લઈએ છીએ એમ સમજીએ છીએ પરંતુ એમ નથી પહેલું દર્શન થાય છે પછી જ્ઞાન થાય છે.

કેવલી ભગવાન–સર્વજ્ઞ–ને ક્રમરૂપ જ્ઞાન થતું નથી તેતો એક સાથે બધું જુએ જાણે છે તેથી તેમને દર્શન તથા જ્ઞાન બંને ઉપયોગ એક સાથે થાય છે.

## વ્યવહાર ચારિત્રનું સામાન્ય લક્ષણ તથા ભેદ

असुहादो विणिवित्ती सुहे पवित्ती य जाण चारित्तं ।
वदसमिदिगुत्तिरूवं ववहारणया दु जिणभणियं ॥४६॥

**अशुभात् विनिवृत्तिः शुभे प्रवृत्तिः च जानीहि चारित्रम् ।**
**व्रत समिति गुप्तिरूपं व्यवहारनयात् तु जिनभणितम् ॥४६॥**

**અન્વયાર્થ**—(**असुहादो**) અશુભ ક્રિયાઓથી (**विणि वित्ती**) વિરક્ત થવું (**च**) અને ( **सुहे** ) શુભ ક્રિયાઓમાં ( **पवित्ती** ) પ્રવૃત્તિ કરવી તે ( **चारित्तं** ) ચારિત્ર (**जाण**) જાણો (**तु**) પુણ ( **ववहारणया** ) વ્યવહાર નયથી ( **वदसमिदिगुत्तिरूवं** ) વ્રત, સમિતિ અને ગુપ્તિ રૂપ ( **जिणभणियं** ) જીનેંદ્ર ભગવાને કહ્યું છે.

**ભાવાર્થ**—અશુભ કાર્યો ન કરવાં ને શુભ કાર્યો કરવાં તે ચારિત્ર છે. જીનેશ્વર ભાગવાને એ વ્યવહાર નયથી ૫ વ્રત, ૫ સમિતિ ૩ ગુપ્તી રૂપ ૧૩ પ્રકારનું ચારિત્ર કહેલું છે ને નિશ્ચય ચારિત્ર થવામાં વ્યવહાર ચારિત્ર કારણ ભૂત છે.

સમ્યક દર્શન અને સમ્યક જ્ઞાન એક સાથે થાય છે પરંતુ તેની સાથે ચારિત્ર પણ થાય છે એવો નિશ્ચય નથી સમ્યક દર્શન-જ્ઞાન હોવા છતાં સમ્યક ચારિત્ર હોતું નથી એમ પણ બને છે આ અવસ્થાવાળાને અવિરતિ સમ્યક દૃષ્ટિ કહે છે સમ્યકત્વ થયા પછી કંઇ ચારિત્ર ધારણ કરે છે પરંતુ પૂરૂં ચારિત્ર પાળતો નથી તે અણુવ્રતી (દેશવ્રતી) શ્રાવક કહેવાય છે અને જે જીવ સમ્યક દૃષ્ટિ થઇને સકલ ચારિત્રને પાળે છે તે મહાવ્રતી, સાધુ વા મુની કહેવાય છે.

પાંચ વ્રત છે મુનિ અવસ્થામાં મહાવ્રત ગણાય છે ને શ્રાવક અવસ્થામાં અણુવ્રત કહેવાય છે.

## નિશ્ચય ચારિત્રનું લક્ષણ.

**बहिरब्भंतर किरिया रोहो भवकारणप्पणासट्ठं ।**
**णाणिस्स जं जिणुत्तं तं परमं सम्मचारित्तं ॥४७॥**

बहिरभ्यंतरक्रियारोधः भवकारणप्रणाशायम् ।
ज्ञानिनः यत् जिनोक्तं तत् परमं सम्यक् चारित्रम् ॥४७॥

અન્વયાર્થ—( भवकारणप्पणासट्टं ). સંસારનાં કારણોનો નાશ કરવાં માટે ( णाणिस्स ) જ્ઞાનીને (जं) જે ( बहिरब्भंतरकिरिया रोहो ) અંતરંગ તથા બાહ્ય ક્રિયાઓનો નિરોધ કરવો (तं) તે ( जिणुत्तं ) જીનેંદ્ર ભગવાને કહેલું ( परमं ) ઉત્કૃષ્ટ એટલે નિશ્ચય ( सम्मचारित्तं ) સમ્યક ચારિત્ર છે.

ભાવાર્થ—સંસારનાં કારણભૂત કર્મોના જે શુભ, અશુભ બંધ જો કે બાહ્ય ને અભ્યંતર ક્રિયાઓથી થાય છે તેનો સમ્યક રીતે નિરોધ કરવો એટલે કે પોતાના આત્મામાં મગ્ન થઇ જવું તે વાસ્તવિક ( નિશ્ચય ) ચારિત્ર છે. આ ચારિત્રથી સંસાર પર્યાય નષ્ટ થઇ મોક્ષ પર્યાય મળે છે.

## ધ્યાનાભ્યાસ કરવાની હેતુ પૂર્વક પ્રેરણા.

दुविहं पि मोक्खहेउं झाणे पाउणदि जं मुणी णियमा ।
तम्हा पयत्तचित्ता जूयं झाणं समब्भसह ॥४८॥
द्विविधमपि मोक्षहेतुं ध्यानेन प्राप्नोति यत् मुनिः नियमात् ।
तस्मात् प्रयत्नचित्ता यूयं ध्यानं समभ्यसत्वम् ॥४८॥

અન્વયાર્થ—( अपि ) વળી ( मोक्खहेतुं ) મોક્ષમાર્ગ ( दुविहं ) બે પ્રકારે છે (जं) જેને ( मुणी ) મુની ( णियमा ) નિયમથી ( झाणे ) ધ્યાનથી ( पाउणदि ) પ્રાપ્ત કરે છે (तम्हा) તે કારણથી ( जूयं ) તમે ( पयत्तचित्ता ) એકાગ્રચિત્ત થઇને ( झाणं ) ધ્યાનનો ( समब्भसह ) અભ્યાસ કરો.

ભાવાર્થ—ધ્યાનથી નિશ્ચય અને વ્યવહાર એમ બે પ્રકારના

મોક્ષ માર્ગની સિદ્ધિ છે. ચિત્તને એકાગ્ર કરવું એટલે કે એક તરફ લગાવવું તે ધ્યાન છે મોક્ષના અભિલાષિઓ એ ધ્યાનનો અભ્યાસ અપ્રમત થઈને અવશ્ય કરવો જોઈએ.

## ધ્યાન કરવાનો મુખ્ય ઉપાય.

**मा मुज्झह मा रज्जह मा दुस्सह इट्ठणिट्ठअत्थेसु ।**
**थिरमिच्छह जइ चित्तं विचित्तझाणप्प सिद्धिए ॥४९॥**
**मा मुह्यत मा रज्यत मा द्विष्यत इष्टानिष्टार्थेषु ।**
**स्थिरं इच्छत यदि चित्तं विचित्रध्यानप्रसिद्धै ॥४९॥**

અન્વયાર્થ—( **जइ** ) જો ( **विचित्तझाणप्प सिद्धीए** ) અનેક પ્રકારનાં ધ્યાનની સિદ્ધિને માટે ( **चित्तं** ) ચિત્તને ( **थिरं** ) સ્થિર કરવા ( **इच्छत** ) ઇચ્છતા હો તો ( **इट्ठणिट्ठ अत्थेसु** ) ઇષ્ટ તથા અનિષ્ટ પદાર્થોમાં (**मा**) માં ( **मुज्झह** ) મોહ કરો (**मा**) માં ( **रज्जह** ) રાગ કરો (**मा**) માં ( **दुस्सह** ) દ્વેષ કરો.

ભાવાર્થ—વિવિધ પ્રકારનાં ધ્યાન તથા નિર્વિકલ્પ ધ્યાનની સિદ્ધિને માટે ચિત્તને સ્થિર કરવું જોઈએ. અને ચિત્તને એકાગ્ર કરવા ઇચ્છતા હોઈએ તો ઇષ્ટ રૂપ ઇન્દ્રિયોના વિષયો છે તેમાં રાગ અને મોહ ન કરવો જોઇએ. તેમજ અનિષ્ટ વિષયોમાં દ્વેષ પણ કરવો જોઇએ નહિ. ધ્યાનનાં ચાર ભેદ છે. આર્ત્ત, રૌદ્ર, ધર્મ અને શુકલ.

## ધ્યાન કરવા યોગ્ય મંત્રો.

**पणतीस सोल छप्पण चदु दुगमेगं च जवह झापह ।**
**परमेट्ठिवाचयाणं अण्णं च गुरूवएसेण ॥५०॥**
**पंचत्रिंशत् षोडश षट् पञ्च चत्वारि द्विकं एकं च जपत ध्यायेत ।**
**परमेष्ठि वाचकानां अन्यत् च गुरूपदेशेन ॥५०॥**

**અન્વયાર્થ**—(**परमेट्ठिवाचयाणं**) પરમેષ્ટિ વાચક (**पणतीस**) પાંત્રીસ અક્ષરોને, ( **सोल** ) સોળ અક્ષરોને ( **छप** ) ૭ અક્ષરોને (**पण**) પાંચ અક્ષરોને ( **चदु** ) ચાર અક્ષરોને ( **दुगं** ) બે અક્ષરોને (**च**) અને ( **एगं** ) એક અક્ષરને (**च**) અને (**अण्णं**) બીજા મંત્રોને ( **गुरुवएसेण** ) ગુરૂના ઉપદેશથી ( **जवह** ) જપો અને ( **झाएह** ) ધ્યાવો ( ધ્યાન કરો ).

**ભાવાર્થ**--અરહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ એ પાંચ પરમેષ્ટિ છે. પરમેષ્ટિ એટલે પરમ ઇષ્ટ, તેમનું ધ્યાન કરવાથી ભાવોની શુદ્ધિ અને વૈરાગ્યની ઉત્પત્તિ થાય છે. પરમેષ્ટિ વાચક પદ ઘણાં છે. તેમાં ૩૫–૧૬–૬–૫–૪–૨–૧ પદનાં પરમેષ્ટિ વાચક પદ મુખ્ય છે તે સિવાય ગુરૂપદેશથી જે મંત્ર હોય તે પણ જપ કરવો.

૩૫ અક્ષરનો મંત્ર—

**णमो अरहंताणं णमो सिद्धाणं णमो आयरीयाणं ।**
**णमो उवज्झायाणं णमो लोए सव्वसाहूणं ॥**

૧૬ અક્ષરનો મંત્ર—**अरहंत सिद्ध आचार्य उपाध्याय सर्व साधु ।**
અથવા—**अर्हत्सिद्धाचार्योपाध्यायसर्वसाधुभ्यो नमः ।**

૬ અક્ષરનો મંત્ર—**अरहंत सिद्ध** કે **नमोऽर्हत्सिद्धेभ्यः ।**
૫ અક્ષરનો મંત્ર—**अ सि आ उ सा** કે **नमः सिद्धेभ्यः ॥**
૪ અક્ષરને, મંત્ર—**अरहंत**
૨ અક્ષરના મંત્ર--**सिद्ध, ॐ ह्रीं.**
૧ અક્ષરનો મંત્ર—**ॐ**
ॐમાં પંચપરમેષ્ટિ કેવી રીતે થએલ છે તેની સમજુત.

**.अरहंता असरीरा आइरिया तह उवज्झया मुणिणो ।**
**पढमक्खरणिप्पण्णो ओंकारो पंचपरमेट्ठी ॥**

**ભાવાર્થ**— અરહંતનો પહેલો અક્ષર ' अ ' સિદ્ધને અશરીરી કહે છે તેનો પણ પ્રથમ અક્ષર ' अ ' આચાર્યનો પ્રથમ અક્ષર ' आ ' ઉપાધ્યાયનો પ્રથમ અક્ષર ' उ ' મુનીનો પ્રથમ અક્ષર 'म' એ પ્રમાણે अ+अ+आ+उ+म એ પાંચ અક્ષરોની સંધિ થઈને પંચ-પરમેષ્ટિ વાચક (ओं) બને છે. બીજા મંત્રો બાર હજાર છે તે ' નમસ્કાર કલ્પમાં આપેલા છે તેમાંથી જોઈ લેવો.

## અરહંત પરમેષ્ટિનું સ્વરૂપ,

**णट्ठचदुघाइकम्मो दंसण सुहणाणवीरियमईओ ।**
**सुहदेहत्थो अप्पा सुद्धो अरिहो विचिंतिज्जो ॥५१॥**
**नष्टचतुर्घातिकर्मः दर्शनसुख ज्ञानवीर्यमयः ।**
**शुभदेहस्थः आत्मा शुद्धः अर्हन् विचिन्तनीयः ॥५१॥**

**અન્વયાર્થ**—( **णट्ठचदुघाइकम्मो** ) ચાર ઘાતીયા કર્મોનો નાશ કરવા વાલા ( **दंसणसुहणाण वीरियमईओ** ) અનંતદર્શન અનંતસુખ અનંતજ્ઞાન અનંત વીર્ય સહિત ( **सुहदेहत्थो** ) ઉત્તમ દેહમાં વિરાજમાન ( **सुद्धो** ) શુદ્ધ ( **अप्पा** ) આત્મા (**अरिहो**) અરહંત પરમેષ્ટિ છે તે ( **विचिंतिज्जो** ) ધ્યાન કરવા યોગ્ય છે.

**ભાવાર્થ**—આઠ કર્મોમાંથી જ્ઞાનાવરણી દર્શનાવરણી મોહની અને અંતરાય એ ચાર ઘાતિયાં કર્મ છે કારણ કે તે જીવના શુદ્ધ સ્વભાવને ભ્રષ્ટ કરે છે તે ચાર કર્મોનો અરહંત ભગવાન નાશ કરે છે. તે ચાર કર્મોના નાશથી દર્શન, જ્ઞાન, સુખ ને વીર્ય એ ચાર ગુણ પ્રકટ થાય છે અરહંત ભગવાનને વેદની આયુ ગોત્ર ને નામ એ ચાર કર્મ બાકી રહે છે તેથી તેઓ દેહધારી હોય છે તેમને સાત ધાતુ રહિત પરમ ઔદારિક શરીર હોય છે અને તે ક્ષુધા તૃષાદિઅઢાર દોષથી રહિત શુદ્ધ હોય છે તેથી તે ધ્યાન કરવાને યોગ્ય છે.

## સિદ્ધ પરમેષ્ઠિનું સ્વરૂપ.

**णट्ठट्ठकम्मदेहो लोयालोयस्स जाणओ दट्ठा ।**
**पुरिसायारा अप्पा सिद्धो झाएह लोयसिहरत्थो ॥५२॥**
**नष्टाष्टकर्मदेहः लोकालोकस्य ज्ञायकः दृष्टा ।**
**पुरुषाकारः आत्मा सिद्धः ध्यायेत लोकशिखरस्थ ॥५२॥**

અન્વયાર્થ—( **णट्ठट्ठकम्मदेहो** ) આઠ કર્મ રૂપ દેહનો નાશ કરનાર ( **लोयालोयस्स** ) લોકાલોકને ( **जाणओ** ) જાણવાવાળો ( **दट्ठा** ) જોવાવાળો ( **पुरिसायारो** ) પુરૂષાકારનો ધારક ( **लोयसिहरत्थो** ) લોકના અગ્રભાગમાં બિરાજમાન ( **अप्पा** ) આત્મા ( **सिद्धो** ) સિદ્ધ પરમેષ્ટિ છે તેને ( **झाएह** ) ધ્યાવો.

**ભાવાર્થ**—અરહંત ભગવાન ચૌદમા ગુણસ્થાનને અંતે સર્વ કર્મોનો નાશ કરે છે કોઇ કર્મ બાકી રહેતું નથી. કર્મોના સમુહને કાર્માણ શરીર કહે છે સર્વે કર્મોનો નાશ થવાથી કાર્માણ શરીર પણ રહેતું નથી તેમજ બીજું નો કર્મ એટલે પરમ ઔદારિક શરીર પણ રહેતું નથી અનંત દર્શન ને અનંત જ્ઞાન થવાથી અર્હંત અવસ્થામાંજ સર્વજ્ઞ થઇને લોક તથા અલોકની સર્વ વસ્તુને જાણતા થયા હતા તે કર્મોનો પણ નાશકરીને મોક્ષમેળવીને ચરમ દેહથી કિંચિત ન્યૂન આકારે ઉર્ધ્વ ગમન સ્વભાવથી લોકના અંત સુધી ઉપર જાય છે આગળ ધર્મ દ્રવ્ય ન હોવાથી ગમન થતું નથી તેથી લોક શિખર પર થોભી જાય છે તે સિદ્ધ ભગવાનછે ને ધ્યાન કરવા યોગ્ય છે.

## આચાર્ય પરમેષ્ઠિનું સ્વરૂપ.

**दंसण णाण पहाणे वीरियचारित्तवरतवायारे ।**
**अप्पं परं च जुंजइ सो आयरिओ मुणी झेओ ॥५३॥**

दर्शन ज्ञानप्रधाने वीर्यचारित्रवरतप-आचारे ।
आत्मानं परं च युनक्ति सः आचार्यः मुनिः ध्येयः ॥५३॥

અન્વયાર્થ—( दंसणणाणपहाणे ) દર્શન તથા જ્ઞાન મુખ્ય છે જેમાં એવા ( वीरियचारित्तवरतवायारे ) વીર્ય, ચારિત્ર અને શ્રેષ્ઠ તપ એ પાંચ આચારોમાં ( अप्पं ) પોતાને (च) અને (परं) બીજાને (जुंजइ) જોડે છે-લગાવે છે (सो) તે ( मुणी ) મુનિ ( आयरिओ ) આચાર્ય છે તે ( झेओ ) ધ્યાન કરવાને યોગ્ય છે.

ભાવાર્થ—સમ્યગ્દર્શનમાં ઉપયોગને પરિણમન કરવું દર્શનાચાર છે. સમ્યગ્જ્ઞાનમાં પ્રવર્તવું જ્ઞાનાચાર છે. વીતરાગચારિત્રમાં લાગવું ચારિત્રાચાર છે. તપમાં લાગવું તપાચાર છે. એ ચાર આચાર કરવામાં પોતાની શક્તિ ન છુપાવવી તે વીર્યાચાર છે. તે આચારોને પોતે પાળે છે ને પોતાના શિષ્યોને એ આચારો પાળવામાં પ્રવૃત્ત કરે છે એ આચાર્ય પરમેષ્ઠિ છે. ને ધ્યાન કરવા યોગ્ય છે.

## ઉપાધ્યાયનું સ્વરૂપ.

जो रयणत्तयजुत्तो णिच्चं धम्मो वएसणेणिरदो ।
सो उवझाओ अप्पा जदिवरवसहो णमो तस्स ॥५४॥
यः रत्नत्रययुक्तः नित्यं धर्मोपदेशने निरतः ।
सः उपाध्यायः आत्मा यतिवरवृषभः नमस्तस्मै ॥५४॥

અન્વયાર્થ—(जो) જે ( रयणत्तयजुत्तो ) રત્નત્રય સહિત છે (णिच्चं) હમેશાં (धम्मो वएसणे) ધર્મોપદેશ દેવામાં (णिरदो) લવલીન છે (सो) તે (जदिवरवसहो) યતીશ્વરોમાં શ્રેષ્ઠ (अप्पा) આત્મા ( उवझाओ ) ઉપાધ્યાય છે. ( तस्स ) તેમને ( णमो ) નમસ્કાર હો.

**ભાવાર્થ**—સમ્યક્દર્શન, સમ્યક્જ્ઞાન, ને સમ્યક્ચારિત્ર એ ત્રણને રત્નત્રય કહે છે. જે રત્નત્રયને ધારણ કરે છે, સદા ધર્મનો ઉપદેશ ને સ્વાધ્યાયમાં રત રહે છે એટલેકે મુનિઓને ભણાવે છે, તે ઉપાધ્યાય છે ને ધ્યાન કરવા યોગ્ય છે તેમને મારા નમસ્કાર હો.

## સાધુ ([illegible]) નું સ્વરૂપ.

दंसणणाणसमग्गं [illegible] मोक्खस्स [illegible]ो हु चारित्तं ।
साधयदि णिच्चसुद्धं साहू स मुणी णमो तस्स ॥५५॥
दर्शनज्ञानसमग्रं मार्गं मोक्षस्य यः हि चारित्रम् ।
साधयति नित्यशुद्धं साधुः सः मुनिः नमः तस्मै ॥५५॥

**અન્વયાર્થ**—(जो) જે (मुणी) મુનિ (दंसणणाणसमग्गं) સમ્યક્દર્શન ને સમ્યક્જ્ઞાન સહિત (मोक्खस्स) મોક્ષના (मग्गं) માર્ગસ્વરૂપ (णिच्चसुद्धं) સદા શુદ્ધ (चारित्तं) ચારિત્રને (हु) ખરેખર (साधयदि) સાધે છે (सः) તે (साहु) સાધુ છે. (तस्स) તેમને (णमो) નમસ્કાર હો.

**ભાવાર્થ**—સમ્યગ્દર્શન અને સમ્યક્જ્ઞાન સિવાય ચારિત્ર કાર્યકારી નથી. જે ચારિત્ર સમ્યગ્દર્શન અને સમ્યક્જ્ઞાન પૂર્વક છે તે મોક્ષનું કારણ છે. એવા મોક્ષનું કારણભૂત સદા શુદ્ધ (રાગદ્વેષાદિથી રહિત) ચારિત્રની જે મુની સાધના કરે છે તે સાધુ પરમેષ્ઠી છે તે ધ્યાન કરવા યોગ્ય છે તેમને નમસ્કાર હો.

## નિશ્ચયનયથી ધ્યેય, ધ્યાતા, ધ્યાનનું સ્વરૂપ.

जं किंचि वि चिंतंतो निरीहवित्ती हवे जदा साहू ।
लद्धणय एयत्तं तदाहु तं तस्स णिच्चयं झाणं ॥५६॥
यत् किञ्चिदपि चिन्तयन् निरीहवृत्तिः भवति यदा साधुः ।
लब्ध्वा एकत्वं तदा आहुः तत् तस्य निश्चयं ध्यानम् ॥५६॥

**અન્વયાર્થ**—(**जदा**) જ્યારે (**साहू**) સાધુ (**पयत्तं**) એકાગ્રતાને (**लद्धूणय**) મેળવીને (**जं किंचिवि**) જે કંઇ પણ (**चिंतंतो**) ચિંતવન કરે છે ત્યારે (**णिरीहवित्तो**) ઇચ્છારહિત પ્રવૃતિવાળો (**हवे**) થાય છે (**तदा**) ત્યારે (**तस्य**) તે મુનીનું (**तं**) તે ધ્યાન (**णिच्चयं**) નિશ્ચય (**झाण**) ધ્યાન છે એમ (બૈં તિં) આચાર્ય કહે છે.

**ભાવાર્થ**—ધ્યેયરૂપ પદાર્થમાં એકાગ્ર થઇને જે તે પદાર્થને ચિંતવતો સાધુ જ્યારે નિરીહ વૃત્તિ કે જે સર્વે પ્રકારની ઇચ્છાઓથી રહિત થાય છે ત્યારે તેનું ધ્યાન નિશ્ચય ધ્યાન છે એમ આચાર્ય કહે છે નિસ્પૃહ વૃત્તિથી વસ્તુનું ચિંતવન કરવું તે નિશ્ચય ધ્યાન છે.

## પરમ ધ્યાનનું લક્ષણ.

मा चिट्ठह मा जंपह मा चिंतइ किं पि जेण होइ थिरो ।
अप्पा अप्पम्मि रओ इणमेव परं हवे झाणं ॥५७॥
मा चेष्टत मा जल्पत मा चिन्तयत किमपि येन भवति स्थिरः ।
आत्मा आत्मनि रतः इदमेव परं भवति ध्यानम् ॥

**અવયાર્થ**—(**किंपि**) કંઇ પણ (**मा चिट्ठह**) ચેષ્ટા ન કરો (**मा जल्पत**) ન બોલો (**मा चिंतह**) ન વિચારો. (**जेण**) જેથી (**अप्पा**) આત્મા (**अप्पम्मि**) આત્મામાં (**रओ**) તલ્લીન થઇને (**थिरो**) સ્થિર (**होइ**) થાય (**इणमेव**) આજ (**परं**) ઉત્કૃષ્ટ (**झाणं**) ધ્યાન (**हवे**) છે.

**ભાવાર્થ**—હે જ્ઞાની પુરૂષો તમે કાયથી કંઇ પણ ચેષ્ટા ન કરો વચનથી કંઈ પણ ન બોલો, મનથી કંઇ પણ વિચાર ન કરો, જેથી તમારો આત્મા પોતાનામાં તલ્લીન થઇને સ્થિર થઇ જાય. આવી રીતે આત્મામાં તલ્લીન થવું તે પરમ ધ્યાન છે.

મન વચન અને કાયાની ક્રિયાઓ રોકવાથી શુદ્ધ આત્મ ધ્યાન થાય છે પોતાના આત્મામાં લીન થવું તે પરમ ધ્યાન છે પંચ પરમેષ્ટિનું ધ્યાન શુભધ્યાન છે ને પુણ્યબંધનું કારણ છે તે શુદ્ધ ધ્યાન નથી પરંતુ શુદ્ધ ધ્યાન સુધી પહોંચવાનો માર્ગ છે અનુક્રમે ઉન્નતિ કરીને પંચ પરમેષ્ઠીના ધ્યાનને પણ છોડીને પોતાના આત્મામાં લીન થવું પરમ ધ્યાન છે તે સાક્ષાત મોક્ષનું કારણ છે સર્વે પ્રકારના સંકલ્પ વિકલ્પો જો દૂર કરીને આત્મામાં સ્થિરતા તેજ પોતાના આત્મામાં તલ્લીન થવું છે એ સ્થિરતા મન વચન કાયની પ્રવૃતિને રોકવાથીજ પ્રાપ્ત થાય છે.

## ધ્યાનમાં લીન થવા તપશ્રુતવ્રત ધારણ કરો.

**तवसुदवदवं चेदा झाणरहधुरंधरो हवे जम्हा ।**
**तम्हा तत्तियणिरदा तल्लद्धीए सदा होह ॥५८॥**
**तपःश्रुतव्रतवान् चेता ध्यानरथधुरन्धरः भवति यस्मात् ।**
**तस्मात् तत्त्रितयनिरताः तल्लब्ध्यै सदा भवत ॥५८॥**

અન્વયાર્થ—( **जम्हा** ) જેથી ( **तवसुदवदवं** ) તપ શ્રુત વ્રતવાળો ( **चेदा** ) આત્મા ( **झाणरह धुरंधरो** ) ધ્યાન રૂપી રથની ધુરાનો ધારક ( **हवे** ) થાય છે ( **तम्हा** ) તે કારણથી ( **तल्लद्धीए** ) તે ધ્યાનની પ્રાપ્તિને અર્થે તમે ( **सदा** ) હંમેશાં ( **तत्तिय णिरदा** ) તે ત્રણેમાં લવલીન ( **होह** ) થાઓ.

**ભાવાર્થ**—તપ કરવાવાળો, શાસ્ત્રોનો અભ્યાસ કરવાવાળો અને વ્રત પાળવાવાળોજ શુભ કે શુદ્ધ ધ્યાન કરી શકે છે તે હેતુથી ધ્યાન કરવાને માટે હંમેશાં તપ કરવું, શાસ્ત્ર જાણવું તથા વ્રત કરવું જરૂરતું છે.

પહેલાં ધ્યાન ને મોક્ષનું કારણ બતાવી તે ધ્યાન કરવાનો ઉપદેશ કર્યો છે. પરંતુ તેને કોઈ એકાન્ત રૂપ સમજે ચારિત્રને અનાવશ્યક ને સમજી બેસે માટે આ ગાથામાં તપ કરનાર વ્રત પાળનાર

અને શાસ્ત્રોનો અભ્યાસ કરનાર મુનીજ ધ્યાન કરી શકે છે એમ બતાવ્યું છે એ માટે તમે પણ તપસ્વી, વ્રતી, અને શ્રુતજ્ઞાની બનો ત્યારેજ ધ્યાનની સિદ્ધિ થશે અન્યથા નહિ.

## ગ્રન્થકર્ત્તાની પ્રાર્થના.

**दव्वसंगहमिणं मुणिणाहा दोस संचयचुदा सुदपुण्णा ।**
**सोधयंतु तणुसुत्तधरेण णेमिचंदमुणिणा भणियं जं ॥५९॥**
**द्रव्यसंग्रहं इदं मुनिनाथाः दोषसंचयच्युताःश्रुतपूर्णाः ।**
**शोधयन्तु तनुसूत्रधरेण नेमिचंद्रमुनिना भणितंयत् ॥५९॥**

**અન્વયાર્થ**—(**तणुसुत्तधरेण**) અલ્પ શાસ્ત્રના જ્ઞાતા મેં (**णेमिचंदमुणिणा**) નેમિચંદ્ર મુનિએ (**जं**) જે (**इणं**) આ (**दव्वसंगह**) દ્રવ્ય સંગ્રહ નામનો ગ્રંથ (**भणियं**) કહ્યો છે. તેને (**सुदपुण्णा**) હે શાસ્ત્રોના પાઠી-અભ્યાસીઓ (**दोससंचयचुदा**) દોષ, સમૂહથી રહિત (**मुणिणाहा**) મુનિઓના નાથ (**सोधयंतु**) શુદ્ધ કરો.

**ભાવાર્થ**—અલ્પ જ્ઞાન ધારી નેમિચંદ્ર મુનિએ આ દ્રવ્ય સંગ્રહ રચ્યો છે તેને નિર્દોષ, પૂર્ણ જ્ઞાની આચાર્યો શુદ્ધ કરે.

જો કે નેમિચંદ્ર આચાર્ય જે આ દ્રવ્ય સંગ્રહના કર્તા છે તે સિદ્ધાન્ત ચક્રવર્તી અને સમર્થ વિદ્વાન મહર્ષિ થઈ ગયા છે છતાં તે પોતાની લઘુતા પ્રકટ કરી જે આચાર્યો પૂર્ણ જ્ઞાની છે અને તત્વો જાણવાને દોષ રહિત છે તેમને પ્રાર્થના કરે છે કે જો આ ગ્રંથમાં કોઇ ભૂલચૂક હોય તો તેઓ તેને શુદ્ધ કરી ભણે ને ભણાવે.

### તૃતીય અધિકાર સંપૂર્ણ.

**इति श्री नेमिचंद्र सिद्धान्त चक्रवर्ति विरचितः बृहद्द्रव्य संग्रहः समाप्तः**

# અવશ્ય જોવાનું.

---

વર્તમાનમાં આપણા સમાજમાં ભટ્ટારકો અને મુનિયો ત્યાગિઓમાં શિથિલાચાર અથવા વિષય કષાયોની પ્રવૃત્તિ કેવી રીતે વધતા જાય છે, તે આપણે જાણવાની કે ખરા ખોટાની પરિક્ષા કરવાના અને સાચને ગ્રહણ ( આદર ) ને ભેષી ઢોંગિયોનો ત્યાગ કરવાની ખાસ જરૂર છે, તે માટે જુઓ

| | |
|---|---|
| | રૂ.આના. |
| ભટ્ટારક મીમાંસા | ૦-૧- |
| ત્યાગ મીમાંસા | ૦-૦-૬ |

પતા—પં. છોટાલાલ નાથૂરામ પરવાર.

C/o શેઠ પ્રેમચંદ મોતીચંદ

જૈન દિગમ્બર બોર્ડીંગ હાઉસ

સલાપોસ રોડ અમદાવાદ.

અથવા—માષ્ટર કાલુરામ રાજેન્દ્ર કુમાર પરવાર

રતલામ સ્ટોર જૂના તોપખાના

રતલામ ( માળવા )